થઇ ગયેલા આ નાગને, મદારી એકદમ ફણાના થડ-માંથી પકડી લે છે. આ બધો પદ્યનોજ પ્રભાવ છે.

આ પદ્યના ત્રણ ભાગ પાડી શકાય.

૧ લો—સૃષ્ટિ સૌંદર્ય અને કુદરતના બનાવોના વર્ણન અને દેખાવોનો.

મહા કવિ કાળીદાસે પોતાના મેઘદૂતના કાવ્યમાં મેઘ, અને કુદરતના બીજા દેખાવોનું એવું તો ઉત્તમ રીતે વર્ણન કરેલું છે, કે વારંવાર વાંચતાં છતાં પણ તેની ઉપર જરાએ અભાવ થતો નથી. પાશ્ચિમાત્ય કવિઓની ઘણી ખરી કવિતાઓ આ પ્રકારની છે. જો કે આપણો ગુજરાત પ્રાંત, સૃષ્ટિ સૌંદર્યમાં બીજા બધા પ્રાંતો કરતાં ચઢીઆતો છે, તેમ છતાં પણ આપણા જુના કવિઓમાંથી ઘણાજ થોડાક કવિઓએ આવા દેખાવોનુ ચિત્ર આપ્યું છે.

૨ જો પ્રકાર—માણુસના હૃદયના ભાવ બતાવનારો છે. આ પ્રકાર પણ માણુસના મનને હચમચાવી નચવે છે, ને આનંદ આપે છે, ને તેજ કારણથી આવી કવિતા રચનારા કવિઓનાં તેવાં કાવ્યો, ઘણા સમય સુધી જન સમુહના સ્મર્ણમાંથી ખસી જતાં નથી. રામાયણ અને હોમર કવિનું ઇલીયડ આ પ્રકારનું હોવાથી બહુ વાર વાંચતાં છતાં પણ ફરી ફરીને વાંચવા માટે મન થાય છે.

૩ જો પ્રકાર—સાધારણ કવિતાનો છે. તેમાં કવિઓએ બુદ્ધિ ચાતુર્ય, નીતિ, ભક્તિ અને જ્ઞાન માર્ગની અથવા વ્યવહારોપયોગી કવિતા રચેલી હોય છે. પ્રવીણ સાગરમાં આવેલા નાગપાશ, કપાટપાશ વગેરે ચિત્ર પ્રબંધો તેમજ સંસારમાં ઉપયોગી થઈ પડે તેવી કવિતાઓ આ પ્રકારમાં ગણી શકાય.

હવે પહેલા પ્રકારની કવિતા સો કરતાં વધારે કાળ કેમ ટકી શકે છે તેનો વિચાર કરી જોઇશું તો જણાશે કે, તેમાં સૃષ્ટિના ચમત્કારોનું તેમ કુદરતના દેખાવોનું વર્ણન ઘણી સારી રીતે કરેલું હોય છે. ને સૃષ્ટિ સૌંદર્ય અને કુદરતના દેખાવો કે, તેમાં થતા બનાવો તો હજારો વરસ સુધી વગર ફેરફારે એમના એમ કાયમ રહે છે. જે સૂર્ય, કે તેના ઉગતા પહેલાંનો ઉષાનો રમણિય દેખાવ, રામાવતારના લોકોએ જોયેલો, તેવોજ દેખાવ આજે પણ—ઘણો કાળ વહી ગયા છતાં,—આપણા જોવામાં આવે છે. પંચવટીમાં પોતાની ન્હાનીશી પર્ણકૂટીમાં રહીને રામચંદ્રજીએ ગોદાવરીના નિર્મળ અને પવિત્ર જળના વહેણનો જેવો અવાજ સાંભળેલો,તેવો જ અવાજ આજે પણ નાશકના બુધવાર પેંઠના એક બ્રાહ્મણ ગોરના સાંભળવામાં આવે છે. મહાબળેશ્વરના કોનાટ પીક ઉપરથી અસ્ત પામતા સૂર્ય નારાયણનો અવર્ણનિય દેખાવ આજે જે માણસો જુએ છે, તેવો જ દેખાવ

એક હજાર વરસ પહેલાંના ત્યાંના દ્રાવીડ લોકોના જોવામાં આવ્યો હશે; એમાં જરા પણ શક નથી. મહા કવિ કાળીદાસના વખતમાં ચોમાસાની અંધારી રાતનો દેખાવ (શું, અંધારૂં આ, સોય તો ખરે ખુંચી રહે રે, રખે વરસી કે ગર્જી બીવડાવતો તે વ્યાકુળ છે રે ન. મે. ભા.) કવિએ જે જોયેલો તેવોજ દેખાવ આજની તિથિએ પણ[1] આપણા જોવામાં આવે છે. રેવાજીના મધ્ય ભાગે નાવડીમાંથી પૂર્ણિમાના ચંદ્રનું રૂપેરી અજવાળું પહેલાંના લોકોએ જેવું જોયું હશે, તેવું જ અજવાળું આજે પણ આપણે જોઇએ છીએ.

બીજા પ્રકારની કવિતામાં જન સ્વભાવમાં થતા વિકારોનું વર્ણન આવી શકે. આ પ્રકાર પણ ઉપરના પહેલા પ્રકારના જેવોજ છે. કેમકે માણસના હૃદયની ઉર્મિઓ, ભાવો, લાગણીઓ, કે ભાવનાઓ, અથવા તરંગો જે ઘણા કાળ ઉપર હતા, તેજ આજે પણ છે. મહાન્ સીકંદર બાદશાહની ચઢાઇ વખતે પંજાબના પૌરસ રાજાનો કુંવર યુદ્ધમાં મરાતાં તેના મનને જે દુઃખ અને લાગણી થઇ હશે, તેવી જ લાગણી ને શોક, કમ નશીબે કોઇ માણસનો જુવાન દીકરો ફાટી પડતાં થયા

૧ આજે અષાઢ શુકલ પક્ષની એકાદશી છે, ને પાંચ છ દિવસથી આ ગામમાં બહુ જોરથી અખંડ વરસાદ વરસે છે. અત્યારે (આ પ્રસ્તાવના લખતી વખતે) મેઘદૂતમાં વર્ણવેલી ચોમાસાની અંધારી રાતનો બરોબર ચિતાર જોવામાં આવ્યો છે.

વગર રહેશે નહિ. ઉત્તર રામાયણમાં ભવભૂતિ કવિએ સીતાનો વિયોગ થતાં રામની જે મનોદશા વર્ણવી છે, તેવીજ મનોદશા, આજ પણ એક તરૂણની તેવી સ્થિતિ થતાં, થયા વગર રહેશે નથી.

ત્રીજા પ્રકારની કવિતા માટે વધારે વિવેચન કરવા જેવું નથી. ફક્ત તે પદ્ય હોવાથી રાગમાં ગવાય છે એટલુંજ. બાકી ગદ્ય કરતાં તેમાં વિશેષ ચમત્કાર જેવું કાંઇ નથી. તોપણ આ પ્રકારની કવિતા લોકોને ઘણી કામની છે. તેથી તેના સાંભળનારા, તેમ ગાનારાની સંખ્યા કાંઇ ઓછી નથી. કેમકે આવી કવિતામાં લોકોની રીતભાત, વ્યવહાર, ને કેટલીક વાર તેમના સ્વભાવનું વર્ણન આપેલું હોય છે. તેથી સાધારણ રીતે થોડું ઘણું ભણેલા લોકો પણ તેને હોંસથી વાંચી ને સમજી શકે છે. આટલા ઉપરથીજ કવિ નર્મદ કહે છે, કે "ઉપર ઉપરનું સૌ જુએ, ભીતર જુએ ન કોઇ, ભટ શામળ કવિતા થકી, ગામડીયા રહે મોહી." હવે આપણે આ પુસ્તક માટે થોડુંક જોઈએ.

પ્રાચીન કાવ્ય સુધાના આ ત્રીજા ભાગના આરંભમાં આપણા આદિ ભક્ત કવિ **નરસિંહ મહેતાનાં** પદ આપવામાં આવ્યાં છે, તે વિષે એટલુંજ કહેવાનું કે આ પરમ વૈષ્ણવ ભક્ત કવિનાં જે જે પદ અત્યાર સુધીમાં છપાયાં છે તે તે બધાંની ભાષા આધુનિક એટલે ચાલતી વપરાતી ભાષા છે. મહેતાના વખતનું એક

પણ પદ હજુ સુધી બહાર પડયું જણાયું નથી. કોઇ કોઇ વ ર કોઈક પદમાં તે વખતના શબ્દો જોવામાં આવે છે ખરા, પણ તે બહુજ થોડા પ્રમાણુમાં છે.

પદાં પછી કવિ કાળીદાસનું 'દ્રૌપદી વસ્ત્રાહરણુ' નામનું વીરરસનું કાવ્ય આવે છે આ કાવ્યનો કર્તા કાળીદાસ, અને વસાવડનો ધ્રુવાખ્યાન વાળો કાળીદાસ, બંને એકજ હોય એમ લાગતું નથી. કારણુ કે ધ્રુવાખ્યાનની ભાષા, દ્રૌપદી વસ્ત્રાહરણુની ભાષા કરતાં કંઇક જુની જણાય છે.

તે પછી કવિ વિષ્ણુદાસનું 'લવકુશાખ્યાન' છે. તે પણુ વીરરસનું કાવ્ય છે. આ કવિનું જીવન ચરિત્ર બૃ. કા. દો. ના આઠમા ભાગમાં વિસ્તારથી છપાયેલુ હોવાથી અહિં વધારે લખવા જેવું નથી.

ત્યાર પછી મેગળ નામના કોઇ અપ્રસિદ્ધ કવિનુ 'નાસીકેતાખ્યાન' આપ્યું છે.આ કવિએ પોતાના આ કાવ્યના ઈતિ ભાગમાં પોતાની હકીકત આપી નથી,તેમ તેના રચેલા ધ્રુવાખ્યાન કાવ્યમાંથી પણુ મળી શકે તેમ નથી. (કારણુ કે ધ્રુવાખ્યાનનાં પાછલાં પાનાં ગયેલાં હોવાથી તેમાં આ હકીકત હશે કે નહિ તે જણાતું નથી.) લેખકે જે હાથ પ્રત ઉપરથી આ નકલ ઉતારી હતી તે હાથ પ્રતમાં તે પ્રતનો લેખક જણાવે છે કે "સંવત્ ૧૬૭૪ ના લખાયેલા પુસ્તક ઉપરથી આ પુસ્તક ઉતાર્યું છે."આ વાત જો ખરી હોય તો મેગળ કવિ વિક્રમના સત્તરમા

સૈકાના મધ્ય ભાગમાં થઇ ગયેલો હોવો જોઇએ.[૧]

તે પછી કવિ કેશવદાસનું રચેલું 'મથુરા લીલા'નું કાવ્ય આવે છે. કાવ્ય મોટું હોવાથી તેનો પૂર્વાર્ધ ભાગ આ ત્રીજા ભાગમાં લેઇ, ઉત્તરાર્ધ ભાગ ચોથા ભાગમાં આપ્યો છે.

આ કવિએ પોતાની થોડીક હકીકત આ કાવ્યના ઇતિ ભાગમાં નીચે પ્રમાણે આપી છે.

દેવજી સુત કહે કેશવદાસ, વૈષ્ણવ (જન) સુજને રાખો પાસ;
છે ડાલયમપુરી ઉત્તમ સ્થાન, ત્યાં મુંને કૃપા કરી ભગવાન;
કવિ કુળ જાત વર્ણવું એ કાજ, કોશાધ્યક્ષ ભારે મહારાજ;
લોડ સાજન ને લાડ જ્ઞાત, શુદ્ધ શુદ્ર અમારી નાત;
ગુરૂ કલ્યાણ કીધું મમ સાર, કીધો વૈશ્ય નામ અધિકાર;
આપી વાણી કર્યો કુપ એહ, શ્રી વલ્લભ કુળમાં ગોકુળરાય;

૧ પ્રેમાનંદ કવિનું રચેલું નાસિકેતાખ્યાન ' આ ભાગમાં આપવા માટે જણાવેલું, પણ તેના કરતાં આ મેગમ કવિનું નાસિકેતાખ્યાન ઉત્તમ માલમ પડવાથી પ્રસિદ્ધ કર્યું છે; ને પ્રેમાનંદવાળું આ કાવ્ય ચોથા ભાગમાં લીધું છે.

તેમાં પુરૂષ પુરૂષોત્તમ રૂપ, × × × સત્ય સ્વરૂપ;
સંવત સત્તરસેં તેત્રીશ સાર, અષાઢ સુદ
દ્વિતીયા ને શનિવાર;
પ્રાકૃત મહિમા બુધ અનુસાર, દાસ કેશવ કહે કર્યો
વિસ્તાર."

જાણ્યા પ્રમાણે આ કવિ અમોદ જીલ્લે ભરૂચના વતની હતા, તેમ છતાં આ કાવ્યને છેડે તેમણે ડાલ્યમપુરી ગામ જણાવ્યું છે. તો આ ડાલ્યમપુરી તે હાલનું આમોદ હશે, કે તે નામનું બીજું કોઇ ગામ હશે ? કદાપિ ડાલ્યમપુરી નામનું બીજું ગામ હોય, ને ત્યાં રહીને આ કાવ્ય પુરૂં કર્યું હોય તો, તેમ પણ બની શકે.

આમોદનું રાજ્ય કવિના વખતમાં મોટું હશે, ને ત્યાંના દરબારમાં કવિના પિતા કે પ્રપિતા કોશાધ્યક્ષનું કામ કરતા હશે. તેઓ લાડ સાજનમાં આવેલી લાડ ન્યાતના વણિક હતા. ( કેવા લાડ વાણીયા, વીશા કે દશા તે જણાવ્યુ નથી.) તેમના કુળમાં કોઇ વલ્લભ દાસ નામના પ્રખ્યાત પુરૂષ થઇ ગયા હશે તેમના વંશમાં ગોકુળદાસ, ને તેમના વંશમાં પોતાને હોવાનું લખે છે તેમના પિતાનું નામ તો તે ખુટલી રીતે દેવજીભાઈ જણાવે છે તેમના વંશમાં હાલ કોઈ છે કે નહીં, તેમ તેમને કેટલા ભાઈ હતા, માતુશ્રી અને બહેનો હોય તો તેમનાં નામ વગેરે હકીકત તેમણે આપી નથી.

તેઓએં વિ. સં. ૧૭૩૩ માં આ કાવ્ય રચ્યું છે. તે જોતાં પ્રેમાનંદ કવિના વખતમાં તેઓ હયાત હોવા જોઇયે.

આ કાવ્ય પછી લાલણ કવિનું રામાયણ અને **દ્રૌપદી વસ્ત્રાહરણનાં** તૂટક કાવ્ય આપ્યાં છે. આ કવિના દ્રૌપદી વસ્ત્રાહરણની બીજી એક તૂટક પ્રત ગુ. વર્ના. સોસાઇટીના કાવ્ય સંગ્રહમાં છે.

આ બંને કાવ્યની બીજી પુરી પ્રતો મળ્યા સિવાય આ વિષે કાંઇ વધારે લખી શકાય તેમ નથી.

તે પછી કેરવડા ( આમોદ પાસે ) ના મહોલે સલામ મુસલમાન ગરાસીયા કવિ **રાજેભાઇ રણછોડનાં** કાવ્ય પ્રસિદ્ધ કર્યાં છે. આ કવિ જાતે મુસલમાન હોવા છતાં તેમણે શ્રીકૃષ્ણને પોતાના ઇષ્ટદેવ માની તેમની ઘણી કવિતા રચી છે.

તેમની કવિતાનો એક મોટો ચોપડો હાલ ગુ. ફાર્બસ સભાના સંગ્રહમાં છે, ને બીજો ન્હાનો ચોપડો આ લેખકના સંગ્રહમાં છે. તે વિના બીજા ચાર ચોપડાની વીગત પાંચમા ચોપડાના આરંભે આપેલી છે તે જોતાં આ કવિએ આશરે સાત આઠ હજાર પદ ને પચીશેક મોટાં કાવ્યો રચ્યાં છે. મોટા, ચોપડાના વચગાળે તેના લખનારાએ વિ સં. ૧૭૪૦ ની સાલ આપી છે તે જોતાં આ કવિ પણ પ્રેમાનંદ

ભાઇના વખતમાં થઇ ગયા. ગણાય આ જોતાં ભરૂચ જીલ્લામાં બે કવિ થઇ ગયા કહેવાય.

તે ચોપડાના એક પાના પાછળ લખ્યું છે, કે 'રાજે મહારાજની કવિતા છે' આ જોતાં તેઓ વખતે સંસારથી વિરક્ત થઇ સાધુ પણ થઈ ગયા હોય.[1]

કવિ વેણીભાઇ કૃત પાળણું ' ને બીજાં પદ દાખલ કર્યાં છે. આ મહાન કવિએ હિંદી ભાષામાં' સાહિત્ય સિંધુ 'નામનો પચીશ તરંગનો એક મોટો ગ્રંથ સન ૧૭૬૧ માં રચ્યો છે. તે વિના બીજી પણ તેમણે ગુજરાતી અને હિંદી ભાષામાં ઘણી છુટક કવિતાઓ બનાવેલી જણાય છે. તે પાટીદારોમાં ઉચ્ચ કુળમાં ગણાતા અમીનકુળના હતા. હાલ પણ તેગના વંશના સદ્‌ગૃહસ્થો વસોમાં રહે છે.[2]

ભોળાનાથ કૃત ત્રણ ગરબીઓ પછી મહાત્મા કબીરજી કૃત ચાર પદ આપ્યાં છે તે પછી સાગરદાસ કવિકૃત ન્હાનું દાણ લીલાનું કાવ્ય આપ્યું છે. એક બાઇના મોંઢેથી આ કાવ્ય ઉતારી લેઇ, રા. હરિ-

૧ આ કવિની વધારે હકીકત મેળવી આ. લેખકે ભાવનગરની સાતમી ગુ. સા. પરિષદમાં એક નિબંધ રજૂ કર્યો હતો જે " સાહિત્ય "માસિકમા છાપવા માટે મોકલ્યો છે.

૨ આ વિષેની વધારે હકીકત ગુજરાતીના સને ૧૯૧૦ ના દીવાળીનો ખાસ અંક જોવાથી મળશે. તેમા આ લેખકે સાહિત્ય સિંધુનો ૨૫ મો તરંગને બીજી જાણવા યોગ્ય હકીકત આપેલી છે.

નારાયણ આચાર્ય બી. એ. એ મોકલેલું હોવાથી તેમનો ઉપકાર માનું છું.

ઈંદ્રાવતી નામની કોઈ પ્રણામી પંથની બાઈએ રચેલું વિરહબારમાસી ને ઋતુવર્ણનનું કાવ્ય આપ્યું છે. તે કાવ્ય અને તેમની બીજી કવિતા જોતાં તે પ્રીતદરૂજી નામના કોઇ સંત પુરૂષની શીષ્યા જણાય છે. વળી દેવચંદજી માટે પણ તે જણાવે છે. વળી તેમણે પોતાની સખી સુંદરબાઈનું નામ પણ આપ્યું છે તેથી તે પણ પ્રણામી પંથનાં હશે. તેમનું બનાવેલું એક પદ પણ દાખલ કર્યું છે. તે પછી 'વદતી' નામની બાઇએ છંદ રચેલો તે પ્રસિદ્ધ કર્યો છે. તેમાં તે સુરતના અશ્વનીકુમારનું નામ આપી, પોતાને અયાચક જણાવે છે. તે પછી રાણી સુરદા બહેનનું એક પદ છે. આ તે ખરી રાણી હશે, કે તે રાણી નામથી ઓળખાતી હશે તે જાણવામાં નથી.

કવિ મોતિરામની હકીકત પાછલા ભાગમાં આવી ગઈ છે. હરદેવરામ કવિના પિતાનું નામ ગહાદેવ હતું ને તેઓ સિદ્ધપુરના વતની ને જન્મ ખંભાતમાં થયો હતો. ધંધા માટે તેઓ ઘણી લાંબી મુદત સુધી સુરતમાં રહ્યા હતા. જ્ઞાતે ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ હતા. તેમનું અવસાન વિ. સં. ૧૮૬૪ ના કાર્ત્તિક સુદિ ૧ને શનિવારે થયું હતું. તેમણે શિવપુરાણનું કડવાં બદ્ધભાષાંતર કર્યું છે તે હજુ છપાયું નથી.

નરભેરામ, જેસલજાડેજો, અને રેખાજી પછી કવિ દયારામભાઇની કવિતા મૂકીછે આ કવિતા શોધતી વખતે બૃહત્ કાવ્ય દોહનના આઠ ભાગ, ગુ પ્રેસનું દયારામ કાવ્ય સંગ્રહ મ્હોટું, દયારામ કાવ્ય મણિમાળાના બંને ભાગ, તેમ ગુ. પ્રેસનું દયારામ કાવ્ય સુધા, તેમજ રા.રા. માણેકલાલ સાકરલાલ એમ.એનું દયારામ કાવ્ય સુધા. એટલાં છાપેલાં પુસ્તકો પાસે ગણ્યાં હતાં, ને હાથનાં લખેલાં દશેક પુસ્તકો પાસે હતાં. એટલે જે કવિતા છાપેલાં પુસ્તકોમાં હતી તે બાદ કરતાં લખેલા પુસ્તકોમાંની છપાયા વગરની કવિતા ઉતારી લીધી હતી આ પ્રમાણે કરતા જો કે બહુ થોડી કવિતા હાથ આવી, પણ તે દયારામભાઇની બાની સમજી પ્રસિદ્ધ કરી છે, અને તે કોહીનૂરને પહેલ પાડતાં પડેલી રજકણો જેવી છે. આ શોધ, કર્નાલી, આણોદ ને નાદોદ તરફ કર્યો હતો. કર્નાલીના વડનગરા નાગર કે. ભાઇ ઉત્તમલાલ પ્રભુરામની પ્રત બીજાં બધાં પુસ્તકો કરતાં શુદ્ધ હતી. નાદોદના સોનીવાડમા સ્યુની. નો કચરો નાંખવાના પટારામાંથી કચરો કાઢતાં એક ન્હાનું પુસ્તક બહારવાળીયાના હાથમાં આવેલું, તે એક સોનીએ ચાર પૈસા આપીને લીધું, ને સોનીને આઠ પૈસા આપી આ લેખકે ખરીદયું. આજ ચોપડીમાંથી કવિ દયારામ અને માધવરામ વ્યાસ વાળા પત્રો વગેરે બીજી કેટલી કવિતા હાથ આવી હતી. જે આ ત્રીજાભાગમાં છપાવી છે, અને બાકીની

કવિતા ચોથા અને પાંચમા ભાગમાં છપાવવા વિચાર રાખ્યો છે. જુના કાવ્યોની કેવી ને કેટલે સુધી અધમ દશા થાય છે, તે આ ઉપરથી જોવાનું છે. હજુ પણ આપણા ગુજરાતી બંધુઓ જાગૃત થઇ તેનો નાશ થતો અટકાવે તો ઘણા કીમતી કાવ્યોનો નાશ થતો અટકી, જુના સાહિત્યમા વધારો થાય.

મેગલ કવિનું નાચિકેતાખ્યાન અને કેશવદાસ કવિકૃત મથુરાલીલાની પ્રતો ગુજરાતી પ્રેસ વાળા ભાઈ નટવરલાલ ઇચ્છારામ દેશાઇ બી. એ. તરફથી મળેલી હોવાથી તેમનો ઉપકાર માનું છું. બાકીનુ બધુ મુબઇના રાજ્ય રત્ન માક્ષર શેઠ શ્રી પુરૂષોત્તમ વિશ્રામ મહાવજી જે. પી ના જુના કાવ્યોના સંગ્રહમાથી ઉતારેલું છે અને આ દક્ષિણની પ્રસિદ્ધ ઐતિહાસિક વાર્તાઓના લેખક અને જુના શોધખોળ તથા સાહિત્યમાં રાત્ત દિવસ પોતાનુ ધ્યાન રોકનાર ઉદાર શેઠની મદદથીજ આ પ્રાચીન કાવ્ય સુધાનો ત્રીજો ભાગ બહાર પડયો છે. તેમજ હવે પછીના બીજા ચાર ભાગો પણ બહાર પાડવાનો વિચાર રાખ્યો છે ( ચોથો ભાગ છપાઇ રહેવા આવ્યો છે ) શ્રી અને સરસ્વતિનો દુર્લભ મેળાપ તેમના ત્યા થયેલો હોવાથી તેમના આશરા નીચે લેખકે આ કામ આદર્યું છે. તેમની તરફનો આશ્રય ન હોત તો જુના કવિઓનાં હસ્ત લિખિત પુસ્તકો, અને કાવ્યો એમનાં એમ ઉધઇના કીડાનાં ભોગ થઇ પડત, અથવા

પવિત્ર ગણી એકાદ અજ્ઞાન પુરૂષ, કે સ્ત્રીના હાથે તેમનો હંમેશને માટે કોઇ નદી, કે અન્ય જળાશયમાં જળવાસ થાત ! ! અથવા બહારવાસીયાના કચરાના પટારામાં બીજી ગંધાતી ચીજો ભેગી એ પણ સડી જઇને અધોગતીને પામી નષ્ટ થાત ! !

વળી મુંબઈના **સોલીસીટર** રા. રા. **નગીનદાસ ત્રિભોવનદાસ** માસ્તર બી. એ., એલ્ એલ્. બી. એ પોતાના કીમતી ધંધામાંથી થોડો વખત બચાવી આ કામ માટે જે યોગ્ય સલાહ અને જરૂરની સૂચનાઓ આપી છે તેના માટે પણ આ લેખક તેમનો આભાર માને છે.

છેવટે આપણી કોમળ, સરલ, અને મીઠાશ ભરી ગુજરાતી ભાષાની પ્રભુ ચઢતી કરો, તેવી પ્રભુ પ્રત્યે દીન વચનોથી પ્રાર્થના કરી, આ પ્રસ્તાવના બંધ કરવામાં આવે છે.

| | |
|---|---|
| લૂણાવાડા—દેવશયની એકાદશી સં. ૧૯૮૦. | સાક્ષરોનો દાસાનુદાસ **છ. વિ. રાવળ.** |

# અનુક્રમણિકા.

## નરસિંહ મહેતો.

### શ્રૃંગારનાં પદ.

વૈરાગ્ય બોધ



કવિ કાળીદાસ.



કવિ વિષ્ણુદાસ.



કવિ મેગાજી.

## કવિ કેશવદાસ.



## કવિ ભાલણ.



## ✓ કવિ રાજેભકત.



## કવિ વેણીભાઇ.

## ભોળાનાથ.



## કબીર ભક્ત.



## ✓ કવિ અખો ભક્ત.



## સાગરદાસ.



## મીરાંબાઇ.

## ઇંદ્રાવતી બાઈ.



## સુંદરબાઇ.



## વદતી.



## રાણી સુરદા.



## કવિ મોતીરામ.



## કવિ હરદેવરામ.

## કવિ નરભેરામ.



## કવિ જેસલ જાડેચો.



## શેખાજી.



## કવિ દયારામ.

કવિ ઉપર અમદાવાદના વ્યાસ માધવરામે લખેલો પત્ર અને તેનો ઉત્તર.



## કવિના નામ વગરની કવિતા.

# પ્રાચીન કાવ્ય સુધા

ભાગ ૩ જો.

## નરસિંહ મહેતો.



### શૃંગારનાં પદ.

દ્વાદશ મહિના[1]—રાગ સોરઠ.

ઓધવ માધવને કે'જો, મારો પૂર્વ સનેહ.
કેમ રહીએ શ્રી કૃષ્ણ વિના, મારો પૂરણ નેહ.
ઓધવ.

કાર્ત્તકે કહે કમળા કામિની, સાંભળો સખી મારી વાત,
અવધે આવજો પ્રભુ રત વેળા, હું જપું દિન રાત.
ઓધવ.

---

૧. નરસિંહ મેહતાના કાવ્ય સંગ્રહમાં આ મહિના જણાતા નથી.

માગશર માસે મેલી ગયા, સાંભળો સખી એક વાત,
હરિ રે દ્વારકામાં જઇ રહ્યા, ગોપી કેરા રે નાથ.
ઓધવ.

પોસ માસે પોસાયાં નહીં, પ્રેમદાનાં રે તંન,
તન મન ધન મારૂં પિયું કને, કેમ કરી રાખું રે મંન.
ઓધવ.

માહ માસે મન માહરૂં, અતિ વ્યાકુલ થાય,
સ્વપ્નામાં સુતા સેજડી, જાણે જાદવ રાય.
ઓધવ.

ફાગણ અતિ રળિયામણો, વાગે ચંગ મૃદંગ,
અબીલ ગુલાલનાં છાંટણાં, જાગે વિરહીણીનાં તંન.
ઓધવ.

ચૈતરે ચિત્ત ચોરી ગયા, જઇ રહ્યા છે વંન,
જળ રે વિછોયાં મીનડાં, એવાં ચોર્યાં છે મંન.
ઓધવ.

વૈશાખે વાયા વાવલા, નાવલો પરદેશ,
તન મન ધન મારૂં પિયું કને, કહો કેમ કરી રહેશ.
ઓધવ.

જેઠ માસે તડકા પડે, તાપના પરિતાપ,
ચંદન લગાડું તો પરજળે, ઓધવ રાખો છો આપ?
ઓધવ.

અષાડે આંબા આમલી, ટાઢી શીતલ છાય,
કોયલડી ટહુકા કરે, કાળજ કંપે રે કાય.
ઓધવ.

શ્રાવણ વરસ્યો સરવડે, નયણે ઝરીયાં રે નીર,
બપૈયા પીયુ પીયુ કરે, કેમ રાખું રે ધીર. ?
ઓધવ.

ભાદરવો ભલે ઉલટ્યો, ભલો ઊઠ્યો રે મેહ,
મારી ભીંજે કસુંબળ કંચુકી, ભીંજે નવ રંગ દેહ.
ઓધવ.

આસો માસની રાતડી, કામની કરે શણગાર,
રાધાજી દોરે વધામણી, આવ્યા જગત આધાર.
ઓધવ.

બાર માસ પુરા થયા, ગાઈ સુણાવે નાર,
ગોપી જનની વિનતી, ગાય નરસૈંયો દાસ.
ઓધવ.

પદ.*

મોર મુગટ ને કરમાં મોરલી, નટવરનો વેશ લીધો રે
શરદ પૂનમની રજની જોઇને, હાંરે વ્હાલે રમવા
ઉલટ કીધો રે. મોર.

કેસરી તીલક કપાળે કીધાં, ચંદન ચર્ચ્યાં અંગે રે
પિતાંબરની પલવટ વાળી, કાળી કોર નવરંગેરે.
મોર.

---

* આ પદ, નરસિંહ મહેતા કૃત કાવ્ય સંગ્રહમાં જણાતું નથી.

કાને કુંડલ ને નાકે મોતી, ઝાંઝરનો ઝણુકારો રે
ગુંજાફળના હાર મનોહર, મોર મુકટ શિર સોહેરે.
મોર.

બાંહે બે બાજુ બંધ બેરખા, કંઠે રેખડા ઘણા ગાજે રે
ઘુઘરીઓ ઘમકાર કર કરતી, હાંરે વ્હાલા પાયે
નેપૂર વાગે રે. મોર.

આ શોભા સુંદર શામળિયાની, જોઇ માતાનું મન
હર્ખે રે.
ઉલટ અંગ અતિ ઘણો વાધે, નયણાં ભરી ભરી
નિર્ખે રે. મોર.

ખચીત કરીને માતા પૂછે, કુંવર કારણ કહીએ રે
આવું સુંદર રૂપ ધરીને, કહો કુંવર કયાં જઇએ રે.
મોર.

માતા રજની રમવા સરખી, તે મારે મન ભાવે રે
બાળ ગોવાળ સંગ બહુ ગોપી, તેની સાથે રમીયે રે.
મોર.

વારૂં કહીને લે રે ભામણાં, રૂદીયા સાથે લીધા રે,
રૂમઝુમ કરતા પ્રભુજી પધાર્યા, બંસી બટમાં આવ્યા
રે. મોર.

ધન્ય ધન્ય એ વ્હાલાની શોભા, જમના જવા ધાઇ રે
નરસૈંના સ્વામીએ અર્ધી રાતે, મોહને મોરલી
વાહી રે. મોર.

પદ.[૧]

વ્હાલાની વાંસલડી, વનમાં રે વાગી. ટેક
સલૂણી વાંસલડી વાગી, તેણે મારી નિદ્રા ત્યાગી,
આજ મારા મંદિરીયામા, ઝબકીને જાગી રે. વ્હાલાની.
વ્હાલા વિના નથી વ્હાલું, લોકડીયાં કરે વગોણું, દૃ
દોવું ને વળોવું મે'લી, મને તારી લેહ લાગી રે.
વ્હાલાની.
જેને જેનું મન રાજી, તેને તે શું કરે કાજી,
નરસૈંયાના સ્વામી મળીયા, દિલડાની ભૂખ ભાગી રે.
વ્હાલાની.

પદ.[૨]

સજની રે સાભળ કહું સાચું રે.
ક્ષણ એક ઉભી રે'ને રે,
સામા મળ્યાનું જે સુખ સજની
તે કારણ નાખુ કહીને રે. સજની.
એ રઢીઆળો ને હું અલબેલડી,
જોડે બેઠી જઇને રે,
અમ સાથે અંતર ના એને
મને રાખી હૃદેમા ગ્રહીને રે. સજની.
સંગે હરિને મહા સુખ પામી
અધર અમ્રીરસ લેઇને રે,

---

૧. નરસિંહ મહેતાના કાવ્ય સંગ્રહમા નથી ૨ આ, પદ પણ નથી

હું મદમાતી ને રંગે રાતી,
તે તો ગ્રેહમાં ચાલી વહીને રે. સજની.
દુર્જન મને મેણું રે મારે
તે હું સાંખી રહું સહીને રે,
નરસૈયાના સ્વામીને વ્હાલે
મને થાપી અવિચળ કરીને રે. સજની.

પદ.[1]

રંગ લાગ્યો મુને તારો, રંગીલા રંગ લાગ્યો
મુને તારો—ટેક.
જન્મો જન્મ શામળીયા વ્હાલા
સંગ ન મેહેલું તારો. રંગીલા.
તેં મારૂં મનડું વશ કીધું,
કરી નેણનો ચાળો. રંગીલા.
પારકું ચિત્ત ચોર્યાની વિદ્યા
કયાં શીખ્યો કા'ન કાળો. રંગીલા.
આવો તો મન મેલીને મળીએ
પ્રેમ તણાં ફળ ચાખો, રંગીલા.
રજની થોડી ને રંગ ઘણેરો રે
મારૂં જોબન લ્હેરે જાયે. રંગીલા.

---

૧. મહેતાના કાવ્ય સંગ્રહના પૃષ્ટ ૪૧૪ મે આપેલા પદમાં ને આ પદમાં બહુ પાઠાંતર હોવાથી દાખલ કર્યું છે.

ચુવા ચંદન ઓર અર્ગજા
કસ્તુરી રંગ રોળ, રંગીલા.
નરસૈયાના સ્વામી સંગ રમતાં
નિત્ય નિત્ય ઝાકમ ઝોળ. રંગીલા.

પદ.[૧]

વે'વારના છો વેવારૂ નાથજી
વે'વારના છો વેવારૂ—ટેક.
કુબ્જાને તમે કમળા રે કીધી,
રતી એક ચંદન સારૂ. નાથજી.
વીદુરની તમે ભાજી જમીયા,
મનડું ઠર્યું રે તમારૂં. નાથજી.
નવે નીધ ને અષ્ટમા સિદ્ધ,
શું હોય એટલા સારૂ. નાથજી.
તાંદુલને તમે સ્વાદે જમીયા,
હરજીએ મનમાં વીચાર્યું. નાથજી.
ઋખિ સુદામાના વૈભોગ જોતાં,
અમરાપુરને ઓવાર્યું. નાથજી.
બલી રાજા પાસે મહી[૨] માગી,
થઇને આવ્યા અધ્યારૂ. નાથજી.
પાતાળની તમે પદ્‌વી આપી,
ઇંદ્રતણા સુખ સારૂ. નાથજી.

---

૧ ન. મહેતાના કાવ્ય સંગ્રહમા નથી ૨. પૃથ્વી.

પંચાળીનાં તમે પટકુળ પૂર્યાં,
સુતર તાંતણા સારૂ. નાથજી.
નરસિંહના સ્વામી નટ નાગરને,
પાસું છે તમારૂં. નાથજી.

પદ.[1]

રાણી જશોદાજીને ખોળે બેઠો, સુંદર વ્રજનો નાથ રે.
ભોજન કરતાં તે મેં દીઠો, જેનો જુઠો હાથ રે.
આભૂષણ સહુ જુઠા કીધાં, અંગે વળગ્યો ભાત રે.
રમવા કારણ તે ઉઠતો, જનનીએ ભીડયો બાથ રે.
મરકલડે મુખ સાંસું જોતા, ગોપી જનનો નાથ રે.
નરસૈંયો આનંદે ગાયે, ગોવિંદના ગુણ ગાથ રે.
રાણી.

પદ [3]

( સુખ દુખ મનમા ન આણીએ, ઘટ
સાથે રે ઘડીયા એ રાહે )

હુડે હરિ ના વિસારીએ, આ પિંડ છે કાચો
અંતરજામી આતમા, એ તો ગોવિંદ સાચો. હુડે.
અજામેલ મહા પાતકી, ગુણીકા જે નારી
નામ લેતાં ગ્ઘુનાથનું, ભવની વેદના ટાળી. હુડે.

---

૧. મહેતાના કાવ્ય સંગ્રહમા નથી ૨ એઠો, અજીઠો.
૩ મહેતાના કાવ્ય સંગ્રહમા નથી

ગોવર્ધન જેણે કર ધર્યો, દાવાનળ પીધો
બંધ છોડયા ગજરાજના, આપણો કરી લીધો. હેડે.
વિખ ભરી આવી પુતના, તેને વૈકુંઠ પુરી આપી.
તારે નામે ઓધર્યા, અનેક જન પાપી. હેડે.
પાંડવ તમે પ્રતિ પાળીયા, દ્રૌપદી પત રાખી
સભા મધ્યે ચીર પુરીયાં, મોટા મુનિજન સાખી હડે.
× × × × ×
નરસૈંયાનો સ્વામી મળ્યો, અલે પદ આપી હેડે.

પદ.[1]

જશોદાજી કહે છેઃ—

બાળક બાહુવા રે, પર્વત મે'લ પાછો ધરણી
કોમળ કર તારો કરમાંશે, એ શું કીધી કરણી.
બાળક.
ટચી[2] આંગળીએ ચશકો આવે, બાહુ નહીં બળવંત
વ્રજ વાસીને કારણ વ્હાલા, એ શી તારી ખંત.
બાળક.
સહુ રહે તેમ આપણ રે'શું, કોને કાજે કીજે,
આટલડા માંખણુને કાજે, ગોપી રાવ કરે ને ખીજે.
બાળક.
કહે શામળીઓ સાંભળ માતા, પર ઉપકારે પુન્ય
નરસૈંયાચા સ્વામી જોઈ જોઈ, વિસ્મે થયા મુનિજન.
બાળક.

---

૧. મહેતાના કાવ્ય સંગ્રહમાં નથી. ૨. ટચલી.

પદ.[૧]

અબોલડા લીધા શા માટે, તારા કોણુ કામિનીએ કાન ભર્યાં
પાયે પડી પડી લીલવટ ગાઠી, કાલા વાલા કોડ કર્યા. અબોલડા.
રૂદીયાથો વાલો રોષ ન મે'લે, રાતાં લોચન જળ ભર્યાં
દાસી જાણીને દયા કરો પ્રભુ, દશે આંગળાં મુખ ધર્યાં. અબોલડા.
વચન સુણી હરિ વીનતા કેરાં, આવ્યા પ્રભુજી પ્રેમ કરી,
નરસૈયાચો સ્વામી સુખનો સાગર, દાસ જાણીને દયા ધરી. અબોલડા.

પદ.[૨]

હેલી જોવા સરખું આજ, રંગભેર મળીયા
જોબન ભર ભાયગ નીધાન. રંગભેર.
અંબોડલો થહી સુખ પાન. રંગભેર.
જેનું વેદ ન કરી શકે ગાન. રંગભેર.
જેનું મુનિ ન ધરી શકે ધ્યાન. રંગભેર.
ગોરી હરિ ભીનલે વાન. રંગભેર.
લીલા ગૃહ કુસમ વીતાન. રંગભેર.
નરસૈંયાને અલેપદ દાન. રંગભેર.

---

૧. મહેતાના કાવ્ય સંગ્રહમાં જણાતું નથી.
૨. ન. મહેતાના કાવ્ય સંગ્રહમાં આ પદ નથી.

પદ.[૧]

મનનો માંન્યો રે મારે મંદિરીએ આવે—
લટકંતો સુંદર સજની સેજે સોહાવે
મીટડી માંડી રે જેનો મારગ હું જોતી
દીઠડે વધાવું રે હીરા માણેક ને મોતી
સુંદરી સોહાગણુ કેવળ કૃષ્ણજી પાંમી
પ્રેમે ને મળીયો રે મે'તા નરસૈંયાચો સ્વામી.

પદ.[૨]

રાધાજીના વલ્લભ અમથી અલગા માં થાશો
જશોદાના જીવન અમથી અળગા માં થાશો
બાહોડી મેહેલું જો ગળે હાથ રે વાહો
પીયારે[૩] મંદિરીએ જાતા લંપટ રે કા'વો
તેલે ને તંબોલે ભીના ગુલાલે રાતા
મંદિરે પધારો વ્હાલા મારા વાંસલડી વાતા
વચન સુણીને વ્હાલે મારે સંકેત કીધો
નરસૈંયાચે સ્વામીએ નારને બોલ જ દીધો

પદ.

વ્હાલાનું આલિંગન મુને વાલેરૂં લાગે
અંગાચા આળસ ભીડયા વીના ના ભાગે

---

૧. મહેતાના કાવ્ય સંગ્રહમાં નથી. ૨. આ અને આ નીચેના બીજાં બે પદ, મહેતાના કાવ્ય સંગ્રહમાં નથી. ૩. પારકે, બીજાને.

ચાંદલો અંમી રસ ભરીયો રેણી રંસાળી
ફૂલડે સજ્યા સમારૂં આવ્યા વનમાલી .
અખંડ એ'વાતણ પાંમી એ વર રે રૂડો
નરસૈંયાચો સ્વામી મલીયો, પે'રાવ્યો ચુડો.

પદ.

આજની રજનીનો રંગ કહ્યો ના જાય
સાંભળો સખી રે ઊલટ અંગે ના માય
પાન ફૂલ ચુવા ચંદન મોતીની માળા
એવા મસ મસતા મોહનજી (મારે) મંદિરે આવ્યા
આનંદે વ્હાલાજીએ મારે ઊર પર લીધી
એક ને અનોપમ મીઠી વાત એ કીધી
પૂર્વને પુન્યે રે હું તો એ વર પામી
પ્રેમે ને મળ્યો રે મેંહેતા નરસૈંયાચો સ્વાંમી.

પદ.[૧]

પરમાનંદ (મહી) વલોવતી શાંમા, ઘૂઘરડા તે ઘંમ ઘમ વાજે રે,
ચાહંતી રસ તત્વ મહીયા, ઉર મુક્તાફળ છાજે રે.
મદમાતી રે અંબર ના ઓઢે, કાહન કાહન કરી બોલે રે
વેણીયા ફૂમતડા લટકંતા દીસે, જાણે મહા મણીધર ડોલે રે

૧. આ અને એની પછીનતાં બે પદ મહેતાના કાવ્ય સંગ્રહમા જણાતાં નથી.

આવતો કા'ન એણે રે નિરખ્યો, મહીડું વલોવતું
રાખ્યું રે
નરસૈયાચો સ્વામી ભલે મળીયો, અધર સુધા રસ
ચાખ્યો રે

પદ.

નાહાનકડી ને નાટકડી ગોપી–
ઠમઠમતી ઠમકાલી રે
પ્રકટ પયોધર કાંઇ એક દીસે–
પલવટડી રૂડી વાળી રે નાહાનકડી.
એક પાગ એક ઉપર વાળી,
ગોપી સન્મુખ રહીને ઝુલે રે
નાથ બાથ દે નારીને રે,
નારી તે નાથ ના મેલે રે નાહાનકડી.
શ્રાવણ માસ મધ્ય શ્રાવણી[1]
આગળ કાજળ રયણી રે
આંબાએ હીંદોળો બાંધ્યો
હીંચે સહી સમાણી રે. નાહાનકડી
હીંદોળેથી હરિ ઉતરીયા–
પુષ્પ વૃષ્ટિ ત્યાં થાય રે
ગોવિંદ ગોપી રંગભેર રમે ત્યાં–
નરસૈયો બલ બલ જાય રે નાહાનકડી

૧ બળેવ

પદ.

શામળીયા તુજ સાથે રમતાં, સંસારડાની સુધ ટળી,
દેવકી નંદન કાંકાંનયાને, નયણે નીહાળું વળી વળી,
શામળીયા.
શરદ પૂનમની રાત અજવાળી, વિઠલે વાયો વેણુ રળી.
આપોપા શણગાર કરીને, ચતુર્ભુજ ચરણે જઇ ભળી.
શામળીયા.
પૂર્વ પુન્ય કરી હાર પાંમી, ચરણ સરોજ ન મેલું હળી
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, ગર્ભ વાસના દૂર પળી
શામળીયા.

પદ.

પ્રભાતે ઉઠીને ગોપી ગૌને હેરાવે,
ઓ કા'નુડા ઓ કા'નુડા કહીને બોલાવે.
આજ તો અમારી ગાયે દૂધ થોડેરૂં દીધું,
પેલા નંદના છોગાલે છાનું દોહીને પીધું.
સાભળ રે સલક્ષણી નારી, વાતલડી મારી,
તુજ સરખી ગોવાળણી મારી ગાવડલી ચારી.
× × × ×
ભલે રે મળ્યો મેહેતા નરસિંહનો સ્વામી
ગોકુળની નારી.

પદ.

ગાલે કુંકુમ કાજળ કોણે દિઉલા,
નયણે તંબોલ રાતા રે.

અધર પરવાલે દંત દોય દીસે,
લાજ નહી પર ઘર જાતાં રે.
નવ શત ભૂષણ અંગ અનુપમ,
જેમ નભ નક્ષત્ર ભાવે રે.
પરનારીચે સંગમ રાતો,
તે કેમ અમ ઘરિ આવે રે.
વ્યભિચારીશું વાદ ન કીજિ,
એમ બોલતી રાધા નારી રે.
નરસેંયાચા સ્વામી ભલિ મ્યલીયા,
કોણ લીલા તારી રે.

પદ.

રૂંબીશ મા તું રૂમતડા રે, તુટશે સુલક મોતી રે,
વળી હારાવલી તું વલગતડારે, છુટશે વેણી લટકતી રે.
રૂમઝુમ કરતી બાંહ લટકતી, મહી વેચું હું મલપતી રે,
આપુલિ આનંદ અહો ઘર ઘર હેરૂ, પણ નહીં અસતી રે.
મરકલડાં કરી નયણ નચાવે, માનિની માન છંડાવે રે,
નરસિંયાચા સ્વામી સુખ દીઠડે, કોણ અભિમાન ધરાવે રે.

પદ.

આજ લગે ગોરસના રગનો, કર કોણે નથી લીધો રે,
થયું અસુર સૂર ચડ્યો માથે, તેં અમશું કાંઈ કીધું રે.
દહીં દૂધ વિકે કરી જીવું, દીહડે મારગ જાઉં રે.
અણઘટ બોલ મ બોલીશ બળીયા, સતી અસતી કયમ થાઉં રે.
ત્રિવિક્રમ તમશૂં કાંઈયે ન ચાલે, તેં કાંઈ કામણ કીધું રે,
નરસૈંયાચો સ્વામી ભલે મ્યલીયો, સકળ પદારથ સીધ્યું રે.

પદ.

આજ સખી મારી સેજે સુતા, સુરત તણાં સુખ દીધાં રે,
પિયુડે મારે પ્રેમ જણાવ્યો, નાનાં લાડ લડાવ્યાં રે.
ચીર છોડાવીને ચોળી ઉતરાવી, હસી (કરી) હૃદીયાશું લીધી રે,
અધર દશન ડંખ દેઈ કરીને, કઠિન પયોધર પીડી રે.
રયણી જગવ્યાં ને રંગે રમાડ્યાં, કોક કળા શીખાવ્યાં રે,
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, નારીપણું ભલે પામ્યા રે.

પદ—(રાગ રામગ્રી).

નાકે પુલી લાવ સોહાતી શામલીયા,
નાકે ફુલી લાવ સોહાતી

હરિને રે નાંમે હીરા જડાવું,
માંહી મધુસુદન મોતી. શામલીયા.
પિચુઆ તેં હુંને માંની રે હુતી,
તુજને ઘડાવીશ છાંની. શામલીયા.
સહુને રે નાકે નાકજ પુલી,
તો મારે નાકે નહીં વાલી. શામલીયા.
મહી રે સમાંણી માંહી, રંગ લેર રમતાં
તાંહા હુંને મીહીણું[૧] મારી. શામલીયા.
રાતે દિને રાધા રીસાંણી,
નાકે પુલી ઘડી આણી.
નરસૈંયાચો સ્વામી ભલે મલીયો, ૨૫
જગ સચરાચર જાણી. નાકે.

---

૧ મેંણુ.

## વૈરાગ્ય બોધ.

પદ.

( મા મુજને કેમ દીધીરે દેકી કંથને–એ રાહે ગવાશે ).

મનુષ્યા દેહ પામીને સુકૃત શું કર્યું,
ન કર્યો કાંઇ નરહરિ સાથે નેહ જો,
લક્ષ ચોરાસી ફરતાં ફેરો આવીયો,
ગર્ભવાસમાં લીધી તારી સુધ જો. મનુષ્યા.
મહેલ મેડી ને મંદિર સુંદર માળિયાં,
ગોખ અટારી કેરાં માણે સુખ જો,
પુત્ર પરિવાર સંસ્કારે વીંટાઇ રહ્યાં,
જોઇ જોઇરીઝયો કામિની કેરું રૂપજો. મનુષ્યા.
બાળપણું ખોયું રે બધું રમતમાં,
તરૂણપણે ત્રિયાશું લાગ્યું ધ્યાન જો.
ખાન પાન લાગ્યાં રે વ્હાલાં અતિ ઘણાં,
તે સુખે નવ ભજ્યા શ્રી ભગવાન જો. મનુષ્યા.
હુંને મારૂં કરતાં આયુષ્ય વહી ગયું,
ધન રળ્યો ને અંતર અઢકી આશ જો,
ઘણું ઘણું કરતાં એ ઘડપણ આવીયું,
કો કાળે તેં સમર્યા નહીં અવિનાશ જો. મનુષ્યા.
દાંત પડયા પણ લલુતા થાયે ઘણી,
નાક ચુએ ને ગળવા લાગ્યાં નેણ જો,

કોઈનું બોલ્યું કાને નવ તું સાંભળે,
મુખથી કાડે થરથરતાં તું વેણ જો. મનુષ્યા.
આગળના દિવસ તુને નવ સાંભળે,
આંવે માણે સંસારીયાંનું સુખ જો.
હાથેથી કરેલાં હૈયે વાગીયાં,
એવાં એ ભોગવવાં પડશે દુઃખ જો. મનુષ્યા.
અંત સમે સુધ શરીરની ના રહી,
કંઠ રૂંધાયો ને મુખથી નવ બોલાય જો,
યમ રાજાના દૂતે વળતી બાંધીયો,
ભજન વિના નર હાથ ઘસતો જાય જો. મનુષ્યા.
થોડામાં શીખામણ છે ચેતો ઘણી,
જે કોઈ માને તેને આવે કામ જો,
નરસૈંના સ્વામીને ભજવા ભાવથી,
ભજનથકી ઉતારે શ્રી ભગવાન જો. મનુષ્યા.

પદ—રાગ કાલેરો.

પોતે પોતાનું જે નર પરખે, તેનું સમજવું સાચું રે,
શામળિયાથી અંતર પડે તો, ત્યારે સઘળું કાચું રે.
પોતે પોતાનું.
જ્યારે ખોળે ત્યારે ખોવાશે, બીજાને નહીં પરખે રે,
બ્રહ્મ રસ ભોગી મોટા જોગી, તે તો સમજી હૈયામાં
હરખે રે. પોતે પોતાનું.

સ્થૂળ સૂક્ષ્મ કારણથી અળગો, તે તો મહા કારણમાં
માણે રે,
તુર્યાતિત વિહંગમ વાણી, તેને જુગત કરી કોઈ જાણે રે.
પોતે પોતાનું.
જેમ પતંગ પાવકમાં પડીયો, તેનું સુખ તે જાણે રે,
મહા સિદ્ધીથી એ રસ છે મોંઘો, ના મળે નારાયણ
નાણે રે. પોતે પોતાનું.
પારો તાપે જાય ઓગળી, તેનું રૂપ ન થાય રે,
ઝીણી સમશ્યા શોધીને જોજો, એમાંથી શું જાય રે.
પોતે પોતાનુ.
વૃખ બીજમા ને બીજ વૃખમા, પે'લું નહીં પલટાય રે,
જે નર જાણે તે નર માણે, સાગર કુપને ખાયે રે.
પોતે પોતાનું.
જેમ ચમકથી લોઢું નર તે, જીવન વિના શુ જાણે રે,
આસક પોથાની એ એધાણી, વસ્તુ ના આવે
વાણે રે. પોતે પોતાનું.
શરદ છીપે ભર્યો રે ઉલારો, માહે જ્ઞાન મીન કા પરશે રે.
સંબંધ તેનો સાચો રે કહીએ, આવીને મેઘ વરસે રે.
પોતે પોતાનું.
લક્ષ આઠ ને ચારનું છેહુ, જળમા અગની આવે રે,
ભણે નરસૈયો ઝીણી સમશ્યા, એ તો કોઈ એક નરને
ભાવે રે, પોતે પોતાનું.

પદ.

રાત રહી છે થોડી રે, માંહેલા રાત રહી છે થોડી,
હાથે ખૂણે ડામચીઓ ને, જમણે ખૂણે જોડી,
પછવાડે એક ઘોડી બાંધી છે, તેની પછાડી લેજો
છોડી રે. માંહેલા.
વાડામાં એક ખોડી સુતી છે, મોઢે ને માથે ઓઢી,
રખે જો જો એ જાગે નહીં એમ, એની કંઠી લેજો
તોડી રે. માંહેલા.
કોઠારમાં એક ઘીનો તે ગાડવો, રૂપીઆ મુકયા
છે કોડી,
ઘીનો તે ગાડવો તમે જાળવીને લેજો, રખે નાખતા
ફોડીરે. માંહેલા.
નરસૈયાના સ્વામીને સંભાળો, શીદ મરો છો દોડી,
મહીસાગરને પાર ઉતરવા, નામતણી મૂકો હોડી રે.
માંહેલા

પદ.

હાં રે જેને ખાનું શામળીયાનું, તેને જમ શું કરશે રે,
હાં રે તિલક છાપ ગળે તુલસીની માળા, તે જોઈ
જમડા પાછા વળશે રે. જેને ખાનું.
હાં રે જેને રે પ્રભુજીનું સ્મરણ, તે નર શાને હોય
દુખીયા રે,
હાં રે કોટીક પાપ ઉધાર્યાં રે હરિએ, જાયા રે
હોય તે જાશે રે. જેને ખાનું.

હાં રે એવા રે વિઠ્ઠલ વર વરીયા, બીજા તે વર
કેમ ગમશે રે,
હાં રે નરસૈયાના સ્વામીની સંગ રમતાં, લખ
ચોરાશી નવ ફરશે રે. હાં રે જેને.

પદ.

( શ્રી ગુરૂ ગોવિંદ સત્ય છે, અમારે એ છત છે. )

પદ[1].

સારમાં સાર અવતાર અબળાતણો,
જેણે બળે બળભદ્ર વીર રીઝે,
પુરૂષતણે પુરુષાતને શું સરે,
જેણે નહીં નાથનું કાજ સીઝે. સાર.
મુકિત પ્રસંન હશે પ્રાપતી પુરૂષને,
કોઈ સેવક વળી ભાવ રાખે,
રૂપણું રસ ભર્યું નાથ નોરા કરે,
તે નહીં નાર અવતાર પાખે. સાર.
અજ ઇંદ્રાદિક સુરનર મહા મુનિ,
ગોપીકા કેરડા ચરણ વંદે,
અધિક અધિકાર અધમપણું લેખવે,
નરપણું નવ રૂચે આપ નંદે. સાર.

---

૧ નરસિંહ મહેતાના કાવ્ય સંગ્રહના પૃષ્ઠ ૪૭૭ મે આ પદ છપાયું છે તેમા ને આ પદમાં બહુ ફેર હોવા" પાઠાંતર મેળવવા માટે અહિં પ્રસિદ્ધ કર્યું છે.

નીગમ ને અગમ તે વેદ વેદાંત કહે,
જે રસ મથીને પ્રકટ કીધો,
તે રસ ભોગવે ભામિની ભાયગે,
અનુભવી અનૂદિનસૂ સ્વાદ લીધો. સાર.
સ્વપ્ન સાચૂં કર્યું શીલ ધર શામળા,
માન માઝૂં બેહુ પાણ જોડી,
પ્રચર્યૂં પશુ જેમ પૂઠલ લાગે તેમ,
નરસૈંએ નાતની નાથ તોડી. સાર.

પદ.

કોટી કંદર્પનો દર્પ હરવા હરિ,
ભૂતલે ભોગીનૂં રૂપ લીધૂં,
કામિની કેલી કીધી કળિકાળમાં,
અબળા જનને અભેદાન દીધૂં. કોટી.
ચાર જુગને વિષે મુક્તિ નહીં નારને,
વેદ વાયક એમ શાસ્ત્ર બોલે,
વ્રજ તણી નાર વ્યભિચાર ભાવે ભજે,
રંગ રાતી સદા સંગ ડોલે. કોટી.
સારમાં સાર શણગાર રસ કીધલો,
સુર નર જાણતાં ભૂખ મોડે,
જે રસ ગાયો જેદેવ શુકદેવ તે,
નાથ લક્ષ્મી તણો હાથ જોડે. કોટી.

---

૧ 'મહેતાના કાવ્ય સંગ્રહના પૃષ્ટ ૩૮૭ માં (પદ ૪૨૬ એ) આ પદ પ્રસિદ્ધ થયું છે. પણ પાઠાંતર હોવાથી ફરી છપાવ્યું છે.

અધમ ઉદ્ધારવા અવતર્યાં શ્રી હરિ,
એમ જાણીને (કો) ગુણ ગાન કરશે,
તે તણા ચરણુની રેણુમા નરશૈયા,
રંક સરખા કેક કોટી તરશે. કોટી.

પદ.

વહાલો પ્રેમને વશ થાય રાજી રે,
એમા શું કરે પંડિતને કાજી રે. વહાલો.

સાખી.

કરમા બાઈનો આરોગ્યો ખીચડો ને,
વિદુરની ખાધી ભાજી,
એઠા બોર સવરીના આરોગ્યા,
છપ્પન ભોગ મેલ્યા છે ત્યાગી રે. વહાલો.
વિદુરને ઘેર કૃષ્ણુ પધાર્યા ને,
કેળા આણ્યા બે માગી
ગર્ભ કાઢી નાખી છાલ આરોગ્યા,
વ્હાલે એમ ના જોયું જાગી રે. વહાલો.
ગુણુકા હતી તે પોપટને પઢાવતી,
તેમાથી ટહે લાગી,
ભગવાન હતા તે સ્હેજમા મળીયા,
તેની સંસારની ભ્રમણા ભાગી રે. વહાલો.
ભક્તની લોક નિંદા કરે છે,
જન્ત થયું બહુ પાજી
ભલે મળ્યા મેતા નરસિંહના સ્વામી,
માથે ગિરધર રહ્યા છે ગાજી રે. વહાલો.

પદ.[1]

દેવા દેવ તુજને પડી, દીન પ્રતિ પાળવા,
કંથ કમળા રહે સંત સામો—
લાડ પાળે તેનો પાડ શો માનીયે,
હાથ જમણો વળે મુખ સામો. દેવા.
ગજરાજ કાજ તો ગરૂડ મૂકી ધસ્યા,
ગ્રાહના મુખ થકી તેં ઉગાર્યો;
ધાયા નારાયણ નામ લેતાં હરિ,
અધર્મી અજામેલને તત્ત તાર્યો. દેવા.
દ્રૌપદી કેરી લાજને કારણે, દ્વારકાથી.
ધસ્યા એક શ્વાસે,
પાંચ પાંડવતણી લાજ જાતી જાણી,
દૂત થઇને ગયા દુષ્ટ પાસે. દેવા.
કામધેનુ કૃષ્ણજી કોડ કરતી રહી,
ગોપીનૂં ગોરસ ચોરી ખાધૂં,
સવરીના બોરમાં સ્વાદ આરોગ્યો,
મુનિતણા વૃંદનું માન લીધૂં. દેવા.
ભૂપનું નોતરૂ ભાવ વિણ પરહર્યું
પ્રેમનૂં પારણૂં તુંએ દાખ્યો,

---

૧ આ પદ ન. મહેતાના કાવ્ય સંગ્રહના પૃ૦ ૨
છપાયું છે, છતાં પાઠાંતર મેળવવા માટે પ્રસિદ્ધ ;

ભક્તની ઝુંપડી જગત ઉંચી કરી,
　　ભાજીને ભોજને તૂં રે આયો. દેવા.
બીરદ તારૂં બહુ સંત જાણે સહુ
　　નવ ચળે નાથજી વેદ વાણી,
નરસૈંયા રંકને ધંખના તાહરી,
　　આપ અલબેલડા સાથ્ય જાણી. દેવા.

પદ. ૧

(જેને) નંદના નંદસું, સ્નેહ જેને નહીં,
　　તે રે માનવ ખર શ્વાન તોલે,
ભૂતલે ભાર કરવા નર અવતર્યા
　　પ્રેતની પેરે સંસાર ડોલે. નંદના.
દ્રષ્ટિથી તે ટળો લોગ તેના બળો,
　　સલ્ય પડો તેહના સુખને માંહે.
જીવતા તે નર જમ સમા જાણવા
　　ચિત્ત જેનું નહીં શ્રી કૃષ્ણ સાથે. નંદના.
કીર્તિ શ્રી કૃષ્ણુની જેની જીભે નહીં
　　તે તણે મુખ દેવરાવ તાળું,
ભણે નરસૈંયો જેને હરિ વ્હાલા નહીં
　　તે તણું કુળ સદાય કાળું. નંદના.

---

૧ આ પદ ન. મહેતાના કાવ્ય સંગ્રહના પૃષ્ટ ૪૭૫ મે પ્રસિદ્ધ થયું છે તેમ છતાં પાઠાંતર હોવાથી અહિં છપાવ્યું છે.

પદ.

જાગો રે અજ્ઞાની લોકો, શું નિંદભર સુતા રે,
માત પિતાએ એક પુત્ર જન્મ્યો, તે રહ્યો છે જુઓ[1] રે
જાગો રે.
ઝરેલીઆનું ઝરમર શોધતાં, માંહે ગુંચવાઇ એ
મુઓ રે જાગો રે.
મોંઘા મૂલનાં કાપડ વોર્યાં, કુવે જઇને ધુઓ રે.
જાગો રે.
હરતાં ફરતાં ફાટી જાશે, નયણા ચોળીને રૂઓ રે,
જાગો રે.
ઓખદ મૂળી શોધતાં પેલો, ધન્વંતરી વેદ જુઓ રે.
જાગો રે.
સત્તર મણની શિલા ઉપર, તળે ચગદાઈ મુઓ રે.
જાગો રે.
ભક્ત વત્સલ ભલે નરસૈંયો, મારાં પાનાં પુસ્તક
જુઓ રે. જાગો રે.

---

૧ જુઓ.

## કવિ કાળીદાસ કૃત.

## દ્રૌપદી વસ્ત્ર હરણ.

—>>※<<—

### કડવું ૧ લું. રાગ—સારંગ.

( ભીલડીઓના જુથ મળીને, સીતાને જોવા આવે. એ રાગે )

પાંડવ કૌરવ સર્વ મળીને, દ્યૂત રમવાને બેઠા,
વિદ્યાના બળથકી કપટ કરી, મામો શકુનિ પાસા માંહે પેઠા.
રાય યુધિષ્ઠિરે પાસા રે નાંખ્યા, ત્યારે પડવા લાગ્યા પોબાર,
છળ કરી મામે શકુનિએ, પાસા ફેરવી કીધા બાર.
એવી રીતે છળ કપટ કરીને, જીત્યા છે પાંડુ કુમાર,
રાજ્ય દ્રવ્યાદિક હારીને બેઠા, ને હાર્યા દ્રોપદી નાર.
તે સમે આકાશ વાણી હવી, સાંભળતાં સહુ જન,
દુષ્ટ તમે છળ કપટ કરીને, જીત્યા છે પાંડુના તન.
(તે) આકાશ વાણીને કોઇએ ગણી નહિ, રાય તણો ભય જાણી,
ભીષ્મ દ્રોણ કર્ણ સર્વ સભા, વદતા નથી કાંઇ વાણી.
પાંડુ પુત્ર પછી મનમાં વિચારે જે, હવે શું થાશે જગદીશ,
શોક રૂપી સાગરમાં સમાઇને, નીચાં ઢાળી દીધાં શિર.
લોચન લાલ કરી રીસ આણીને, બોલ્યો ગાંધારીનો તન,

સર્વે સભા સઘ સાંભળજો, એક સત્ય કહું વચન.
આજ સમે એક કૌતક જુઓની, આશ્ચર્ય જેવું કહેવાય,
વેશ્યા કહે હું સતીની શિરોમણિ, તે કેમ સાચું મનાય.
પાંડુના કુળને કલંક લગાડીને, બેઠી છે દ્રૌપદી નારી.
સતીની શિરોમણિ કેમ કહું એને, પાંચ પતિ છે વિહારી.
નિર્મળ કુળને કલંક લગાડીને, લેઇ બેઠી સતીનો ધર્મ,
સત્ય એનું આજ જો જો તમો, સહુ ભાગી જશે બધો ભર્મ.
એમ કહી રાય હસવા લાગ્યો, વળી કર્ણ ગાથે લીધી તાલી,
રાજ્ય સભા ઉપર હાસ્ય કરે કોઇ, હસવા લાગ્ના નીચું ભાળી.
હાથ ઉંચો કરી ક્રોધ ધરીને, દૂતને કેહે છે વચન,
પ્રૌઢ પરાક્રમી બળવંત બેઠા છે, પાંડુ રાજાના રે તન.
તેહ તણી રાણી દ્રૌપદીને, તું લાવને આણે ઠામ,
વીલમ લગારે કરીશ નહિ, તારે ઝડપથી કરવુ એ કામ.

વલણ.

ઝડપથી કરવું કામ તારે, લાવજે કેશે તાણી રે,
અંધનો અંધ કહ્યો તો મુજને, એ પાંડવની પટરાણી રે.
પાટુના બે પ્રહાર કરજે, મુખે બોલી કુર વચન રે,
રાજ્ય માર્ગે ખેંચી લાવજે, એમ બોલ્યો દુર્યોધન રે.

## કડવું ૨ જું. રાગ ત્રિતાલી ચોપાઇ.

( " મારી ઓખા બાઇ રે સલૂણા, તમે વ્રત કરોને અલૂણાં. "
એ રાહે )

એવાં વચન કહ્યાં જ્યારે રાયે, દૂત સતીને લેવાને જાય,
જાતાં દૂત વિચારે છે મન, ધિક્ક ચાકરનું રે જીવન.
દુષ્ટ પાપીનું કહેલું કરવું, તેથી ઝેર ખાઇ ભલું મરવું,
ગૌ બ્રાહ્મણને દેવું દુઃખ, તેથી મરવું ભલું તે છે સુખ.
મોત આપજે જગદાધાર, એમ દૂત કરે પોકાર,
હાવે કેમ કરવું જગદીશ, એમ ચાલ્યો ધુણાવતો શીષ.
(એવી) ચિંતા કરતો આવ્યો ત્યાંહ, સતી દ્રૌપદી બેઠી
છે જ્યાંહ,
દેખી દૂતને રાણી વિચારે, આજ ભાગ્ય ભલું મારૂં
ભારે.
દાદા ભીષ્મ ગંગાના જે તન, તેમણે આપ્યું છે
રાજ્યાસન,
આવ્યો દૂત વધામણી કેહેવા, મનોરથ ધારે સતી
તેવા.
બોલ્યો દૂત લજ્જાને આણી, માત સાંભળજો
મુજ વાણી,
દુષ્ટ દુર્મતિ દુર્યોધન, પાસે બેઠો છે દુશાસન.
વળી બેઠો છે રવિનો કુમાર, ભીષ્મ સાથે છે દ્રોણાગાર,
એ સર્વને છે વાત ગમતી, સભા મધ્યે બેઠો નરપતિ.
પાંચ પાંડવ તવ ભરતાર, સત્યવાદી પાંડુના કુમાર,

તેમાં જેષ્ટ યુધિષ્ઠિર રાય, જેના ગુણ કવિજન ગાય.
તે હાર્યા દ્યુત રમીને આજ, હાર્યો દ્રવ્ય સહિત સર્વ રાજ,
રાજા સુંબલ તણો જે કુમાર, મામો શકુની મર્મમાં અંગાર.
છળ કરી કપટ તેણે કીધુ, ભાઇ સહિત સર્વે જીતી લીધું,
દ્યૂત રમતા તમોને દીધા, દુર્યોધન આધીન જ કીધાં.
માટે રાયતણુ કામ કરો, દાસી થઇને ઉદર નિત ભરો,
મનમાહી ન ધરશો રોષ, જાણો કર્મતણો એ છે દોષ.
સભા મધ્યે બોલાવે છે રાય, તમને તેડવા આવ્યો છુ માય,
અધર્મી કિંકરનો અવતાર, આપ કરી જુઓ મનમા વિચાર.
પર આધીન જેનું જીવન, ને તો સુખ ન દેખે સ્વપ્ન,
ભીષ્મ કર્ણ ને દ્રોણાચાર, ત્યા ધર્મ ન દીસે લગાર!!
સુણી દૂતના મુખની વાણી, ઘણું વિચારીને બોલ્યાં રાણી,
પાચ પાડવ મારૂં જીવન, તેથી અધિક નથી મુજ તન!
નાત ધર્મે કહ્યું હોય જેમ, હું તો વચન પાળી શકું તેમ,

મારા સ્વામીની આજ્ઞા હોય, પાળું તેમ કહેવું કદી તોય.
દ્યૂત રમતાં ઘણું મેં તો જોયું, નારી સરખું રત્ન કોણે ખોયું,
સ્વામી મારા યુધિષ્ઠિર રાય, દ્રુપદ રાય છે મારો પિતાય.
પાંડુરાયના કુળની છું નાર, તેને કોણ સભામાં લેનાર,
રામચંદ્ર કરે બીજી નારી,[1] વાણી ધર્મ વદે જો નઠારી.
પાપી પવિત્ર ગંગાથી ન થાય, ત્યારે દ્રૌપદી આવે સભાય,
સુણી સતીનાં કહેલાં વચન, આવ્યો દૂત વિચારતો મન.
રાજ સભા બિરાજે છે જ્યાંહ્ય, આવ્યો દૂત વિચારતો ત્યાંહ્ય,
ગયો રાજસભા મોઝાર, કરતો વદનથી વચન પ્રહાર.
જેને મરણ તણી નથી શંક, તેને દિલ કોણ રાયને રંક,
અલ્યા સાંભળ અંધના તન, તારો અવળો થયો આજ દન.[2]
સતી દ્રૌપદીને દુખી કરી, તારી મરવાને મતિ ફરી,
ધિક્ક ધિક્ક તારૂં રે જીવન, ખરી વાત તારે ન લોચન.

---

૧ સંસ્કૃતમાં દ્રૌપદી વસ્ત્રહરણ નામનું સાડેક શ્લોકનું કાવ્ય છે. તેના राघवःपरमंदिरं यदि याति। ના અર્થને આ લીટીનો અર્થ મળતો છે. ૨. દિન.

તારી બુદ્ધિ તણો થયો ભ્રંશ, હવે તારો જવાનો છે વંશ.
કોઇ ક્ષત્રી નથી આ સમામાં, સર્વ બેઠા છે શૂદ્ર સભામાં,
ભીષ્મ સાંભળજો મારી વાત, તમે લજવી તમારી રે માત.
બળ્યું દ્રોણ તમારૂ જીવન, તમે ક્યાંહી ન દીઠું અન્ન,
દુષ્ટ રાજાની પક્ષે અડયા છો, પેટ ભરવાને માટે પડયા છો.
આથી શ્વાન ભરે સારાં પેટ, ચાકરી કરતાં કરવી સારી વેઠ,
આથી માગવી સારી ભીખ, આથી મરવું ભલું ખાઈ વિખ.
તમે રાખ્યા છે મુખ પર કેશ, પણ વરવો દીસે સો વેશ,
તમે બેઠા છો સર્વ સભાય, દુષ્ટ કરે છે મોટો અન્યાય.
તમે કોયે ન વાર્યો રાય, તમે દેખતાં થાય અન્યાય,
આજ શ્રી હરિ તમને રૂઠયા, હવે કાળ તમારા રે ખુટયા.
નીચાં કરીને બેઠા છો વદન, પણ કોઇ નથી કહેતા વચન,
એવાં સાંભળી દૂત વચન, બહુ કોપીયો દુર્યોધન.
બોલ્યો રાય ચડાવીને રીસ, તમે છેદોને દૂતનું શીષ,
દૂત સાંભળી દુષ્ટ વચન, બોલ્યો સાંભળતાં સહુ જન.
સાંભળ અંધતણા રે કુમાર, મારે જીવવું નથી લગાર,

જેને જીવ્યાની છે ઘણી પ્રીત, તે તો વચન કહે ન
વિપરીત.
મારો વાસ થશે હવે સ્વર્ગે, તમે સર્વે જવાના છો નર્કે,
ઉઠ્યો દુશાસન પાડી ચીસ, તેણે દૂતનું છેદ્યું શીષ.
દૂત ગાંધર્વનું રૂપ થાય, બેસી વીમાને સ્વર્ગે જાય,
કરી દ્રૌપદીની એણે પક્ષ, તેથી ધર્મ વિશે રહ્યું લક્ષ,
ભસ્મ રૂપ થયાં સહુ પાપ, કૃષ્ણે પાપ કીધાં સહુ માફ.

વલણ.

લક્ષ ધરો પ્રભુ નામનો, જે અંતે આવે કામ રે,
દુષ્ટ નરથી દૂર રહીને, સેવો શ્રી હરિ નામ રે.
કઠણ વેળા કામનું છે, અવર નથી ઉપાય. રે,
સુત વીત દારા ને સહોદર, દુઃખદાયી કહેવાય રે.

કડવું ૩ જું. રાગ સારંગ.

આજ્ઞાનો ભંગ જાણી રાજા બોલ્યો, ક્રોધ લાવ્યો
અતિશે મનજી,
વામ ભાગે જોઇ સાન કીધી, છે જ્યાં ઉભો દુશાસન જી.
રોમાંચિત થયાં સર્વ શરીરનાં, કોપે દીસે નેત્ર લાલ જી,
બડબડતો બહુ બોલ બોલ્યો, દુષ્ટ ભ્રકુટી ચડાવી
નીજ ભાલ જી.
જા રે દુશાસન વેણી ગ્રહી લાવ, પાપણીને આણે
ઠામ જી,
સર્વ યોદ્ધામાં તું બહુ બળવાન, તુજ વિના એ
કોણ કરે કામ જી.

આગ્રહનાં એવાં વંચન સાંભળી, ચાલ્યો પાપી દુશાસન જી,
મહા મદથી માતો ક્રોધ ભરાતો, મુખે વદતો ક્રૂર વચન જી.
વાયુ વેગે કરી દોડયો આવે છે, જ્યાં બેઠી છે દ્રુપદ કુમાર જી,
કનકતણી છડી કરમાં ગ્રહી, મુખે કરતો ક્રૂર ઉચ્ચાર જી.
દુષ્ટને દીઠો ત્યાંથી મહા ભય પામી, થર થર ધ્રુજે કાય જી,
રોમાંચિત થયાં સર્વ શરીરનાં, શોકે વદન સુકાય જી.
માંજારને દેખી પોપટી ભય પામે, નાગને દેખી દીપ જવાળ[1] જી,
રાવણને દેખી સીતા બ્હીએ, તેમ દુષ્ટને દેખી બ્હીની બાળ જી.
એમ કરતાં આવ્યો સમીપમાં, કેશે ઝાલી પાંડવ નાર જી,
દ્રુપદ સુતા કહે રજસ્વળા હું છું, સ્પર્શ ન કરશો લગાર જી.
પાપી ચાલ્યો કેશબંધ[2] ગ્રહીને, રાજ્ય માર્ગે ઉભા છે લોક જી,
સતીતણું ત્યાં દુઃખ દેખીને, લોકને ઉપજ્યો મન શોક જી.

---

૧ એવું કહેવાય છે, કે સાપને દેખીને દીવાની જ્યોત ઝાંખી બળે છે. ૨ ચોટલો.

લોક પરસ્પર બોલે બહુ, ચેહેલો ભજ્જે દુર્યોધન જી,
કૌરવના કુળનો નાશ જ થાશે, એમ પંચ બોલે છે વચન જી.
દ્રૌપદીને લેઇ આવ્યો સભામાં, ઉભી કીધી છે દ્રુપદ કુમાર જી,
સર્વ સભા નીચું જોઇને રહી, પણ કોઇથી ન થાય ઉચ્ચાર જી.
કર્ણ તણો મત લેઇ રાજા ત્યાં, બોલ્યો અઘટિત વાણી જી,
આવો રાણી મારે ખોળે બેસો, તમને કરૂં મોટી પટરાણી જી.
દ્રુપદ સુતા કહે સર્વ સાંભળતાં, તેનું તે ફળ તમને જડશે જી,
મારે બેસવું તેહ ઘટે નહીં, ગદા ભીમતણી ત્યાં પડશે જી.
એમ કહીને રાણી રૂદન કરે બહુ, નેત્રે આંસુની ધાર જી,
સંકટ સુંદરીનું ત્યાં દેખીને, વળતો બોલ્યો પવન કુમાર જી.

વલણ.

પવન કુમાર ત્યાં બોલીયો, મનમાંહી લાવી રીસ રે,
કાયા કંપે અતિ ઘણી, વળી પાડી મોટી ચીસ રે.
હાથ પરસ્પર મર્દતો, કરે ચટા ચટ ઘોષ રે,
કવિ કાળીદાસ કહે કથા, ભીમને ચડયો રોષ રે.

કડવું ૪ થું. રાગ ત્રિતાલી ચોપાઇ.

ક્રોધ કરીને થયાં નેત્ર લાલ, પછે બોલીયો કુંતાનો બાલ.
ઉઠ અર્જુન મારા ભ્રાત, કામ કરને કહું તુંને વાત.
કાષ્ટ લાવીને પ્રગટ[1] ચીતાય, મુજથી જોયું હવે નવ જાય.
મતિ મંદ રહ્યો શું જોઇ, તમે લાજ સર્વ મારી ખોઈ.
અગ્નિ લાવ હું કરૂં પ્રવેશ, નહિતો તુજને મારૂં ઝાલી કેશ.
જેષ્ઠ ભ્રાત તમે શું જુઓ છો, ઢાળી વદન ને કેમ રૂઓ છો.
મને નડીયું તમારૂં રે કર્મ, નહીં રાખું તમારી હું શર્મ.
સત્ય મૂકીને આજ્ઞા આપો, નહિ તો ઉઠી મારૂં શિર કાપો.
તમે આજ્ઞા મુજનેદીજે, ક્ષણમાં જોવા તે સરખું કીજે.
અંધ પુત્ર બેઠા છે આ સર્વ, તેનો ક્ષણમાં ઉતારૂં હું ગર્વ.
જેમ સિંહ, ટોળી મારે હરણ, તેમ આણું હું સર્વનું મરણ.
ભીષ્મ દ્રોણ ને બળવંત કર્ણ, તેને જાણુંછું હું જેવાં તૃણ.

---

૧ પ્રગટાવવાના અર્થમા.

કહો તો મારૂં ગદાને ભડાકે, નહીં તો ટશપ તોડું લપડાકે.
બોલ બોલતાં શું પડે જોર, આજ કેમ થયા આવા નઠોર.
મારે તમને નથી દેવો ભાર, હું તો એકલો મારૂં હજાર.
કૌરવ રૂપી મચ્છરના અંકુર, તેને મશળી કરૂં ચકચૂર.
મારૂં ભીમ ભયંકર નામ, તે તો થઇ ગયું આજ બદામ.
જેમ ઘુવડને રાતનો રાજા, લોક કહે છે સર્વ તમાશા.
હું તો બંધાયો વચને તમારે, તેથી કાંઇ મારૂં નવ ચાલે.
ધિક્ક ધિક્ક પડ્યો અવતાર, રાણી પાડે આંસુડાંની ધાર.
તમે કુળને દીધું રે કલંક, તમે વચને કીધો મને રંક.
તમને કહું છું હું બે કર જોડી, મને આજ્ઞા આપોને થોડી.
ઐરાવત લાવ્યો તો નવીન, ત્યારે કેવો થયો હતો દીન.
દૂર નાઠાતા મૂકીને રાજ, તેણે આજ લીધી મારી લાજ.
મોટા ભાઇ કરોને ઉચ્ચાર, કરૂં કૌરવનો હું સંહાર.
આ સમેની ચડેલી જે રીસ, લાગ આવે હું સર્વ કાઢીશ.

તમે સર્વ સભા સાંભળજો, મારૂં વચન તો સત્ય માનજો.
મોટો સંગ્રામ થાશે જ્યારે, ભીમ કોપ જ કરશે ત્યારે.
કુંતા માતને પડીયો છું પેટ, લોહ કેરો કુઠાર[૧] છું નેટ.
કોરવ રૂપી જે બાવળ વન, તેને કાપીશ હું કોઈ દિન.
ગદા મારીને ભાંગીશ ચર્ણ, શત ભાઈનું આણીશ હું મર્ણ.
કોઈ રણમાં પડશે તરસે, પાણી પાણી કરતાં કોઈ મરશે.
કોરવને રોળી નવ મારૂં, (તો) પિતૃ સહિત હું નર્ક સીધારૂં.
એવાં વચન સાંભળીયાં જ્યારે, રાય ધર્મ બોલ્યા બોલ ત્યારે.
ભાઈ તું છે પવન કુમાર, તારા જોરતણો નથી પાર.
હું જાણું છું તું બળવંત, નક્કી લાવે તે સર્વનો અંત.
તને દેખીને પર્વત ત્રાસે, કૌરવો તને દેખીને નાશે.
તારા અંગનો દેખી વર્ણ, બળવંત ઢળી પડે ધર્ણ.
તારા બળનો ન લહે કોઈ પાર, રખે કરતો તું કાંઈ ઉચ્ચાર.

---

૧ કુહાડો.

તારૂં ધારેલું જો તારે કરવું, ત્યારે (તો) મારે ઝડપથી મરવું.
નહીં તો બેસી રહે બળવાન, લાજ રાખશે શ્રી ભગવાન.
સત્ય પુરૂષનું સત્ય જો જાય, ત્યારે પૃથ્વી પાતાળે પલાય.
લજ્જા જાય તો જાવા દીજે, પણ વાણી અસત્ય ન કીજે.
સત્યવાદી નરો જેમ ભાખે, તે તો તેવી રીતે તેમ રાખે.
માટે બોલ ના બોલીયે ઝાઝા, સુખે બોલીને શું થાઓ તાજા.
અંતે સત્ય આવીને તરશે, જેનું કપટ હશે તેજ મરશે.
અજાણ્યા નથી બહુ નામી, લાજ રાખશે અંતરજામી.
એહેવાં સાંભળી ધર્મ વચન, છાનો રહી ગયો કુંતાનો તન.
સતી દ્રૌપદીએ જાણ્યું મન, ભીમે નીચું કીધું રે વદન.
નીચુ જોઈ બેઠા મુજ ભરતાર, હવે કોઇનો નથી રે આધાર.

વલણ.

આધાર કોઇનો હવે નથી, કરવો કોણ ઉપાય રે.
દુષ્ટ દુર્યોધન કોપીયો, લજ્જા મારી જાય રે.

ત્રાહ્ય ત્રાહ્ય પ્રભુ દેવકી નંદન, વસુદેવતણા કુમાર રે.
કવિ કાળીદાસ કહે પછી, સતી સુખથી કરે પોકાર રે.

કડવું ૫ મું.—રાગ. પરજીયો.

( તારૂં ગોકુળ જોવાને આવ રે, મધુવનના વાસી. અથવા.
પ્રેમચંદાની બલીહારી રે, રસિક જન જુએ. એ રાહે )
મારી અરજ સુણો અવિનાશી રે,
દ્વારકાના ઓ વાસી;
કહે દ્રુપદ સુતા તવ દાસી રે,
દ્વારકાના ઓ વાસી ટેક.
ભક્ત વત્સલ્ય તમે ભૂધરા રે,
કીધાં દાસતણાં બહુ કામ;
દુષ્ટ દુશાસન કોપીયો,
માટે ધાજો સુંદર શ્યામ રે. દ્વારકાના.
પ્રથમ મગ્છનું રૂપ ધરીને,
મનુનો મટાડ્યો ખેદ;
જળ મધ્યે દૈત્ય વિદારીને,
લાવી આપ્યા બ્રહ્માના વેદ રે. દ્વારકાના.
મહોદધી મંથન કીધો તમે પ્રભુ,
દેવની કીધી સહાય;
ચૌદ રત્ન બહાર કાઢીયાં,
જેથી વિશ્વને વડું સુખ થાય રે. દ્વારકાના.
દૈત્યને મારવા કારણે પ્રભુ,
ધર્યો મોહિનીનો અવતાર;

અમૃત પાયું દેવને,
કીધો દેત્ય દાનવ સંહાર રે. દ્વારકાના.
પૃથ્વી પાપી હરી ગયો તેને,
જઇને વિદાર્યો જળમાંહ્ય;
વરૂણનું વડું દુઃખ કાપીને,
ભૂમિ બ્રહ્માને આપી ત્યાંહ્ય રે. દ્વારકાના.
પ્રલ્હાદનું પરિપાલન કરવા,
લીધું નરસિંહ રૂપ;
બ્રહ્માનું ભાખેલું રાખીને,
માર્યો હિરણ્યકશિપુ ભૂપ રે. દ્વારકાના.
કશ્યપ સુત થઇને પ્રભુ તમે,
રાખી અદીતીની લાજ;
ઇંદ્રને અવિચળ રાખીને,
આપ્યુ બલીને પાતાલનુ રાજ્ય રે. દ્વારકાના.
દુષ્ટ ક્ષત્રીને સંહારવા રે,
ફરશુ રૂપે ફરશી લીધી હાથ;
ભાર ભૂમિનો ઉતારીને,
તમે તાર્યો ચોરાશીના નાથ રે. દ્વારકાના.
દાશરથી રૂપ ધરીને તમે.
માર્યો લકાનો ઇશ;
રાજ વિભીષણને આપીને,
છેદયાં વીશ ભુજને દશ શિષ રે. દ્વારકાના.

નીમા ખડકતાં ભાંડમાં [૧] રે,
ભૂલથી ભરીયાં માંજારીનાં બાલ;
નીમા મધ્યે એક પાત્રમાં,
અગ્નિતણી અડી નહીં જ્વાળ રે. દ્વારકાના.
ગજનું સંકટ કાપીયું રે,
ગજ ઘંટા ઢાંકી ખગ બાલ,
નીર કઢાયમાં મેડકી [૨] બાલક,
તેને અડી નહીં ઉની જ્વાળ રે. દ્વારકાના.
તે જ તમે પ્રભુ આવીયા રે,
વસુદેવ તણે દરબાર;
દુષ્ટ સહિત કંસ મારીને,
પ્રભુ ઉતાર્યો ભૂમિનો ભાર રે. દ્વારકાના.
કરૂણા નિધિ તમે કૃષ્ણજી રે,
શું સુતા રે સોડ તાણી;
આળસ અંગમાં આવીયુ,
પાસે બેઠાં રૂકિમણી રાણી રે. દ્વારકાના.
પિતા દ્રુપદ તે દૂર છે રે,
નીચું જોઇ રહ્યા પાંડુ કુમાર;
લાજ લેવાને દુષ્ટ કોપીયો,
હવે થઇ હું નિરાધાર રે. દ્વારકાના.

---

૧ વાસણ. ૨ દેડકીનું બચ્ચું.

અંતરજામી અરજ સાંભળી,
વા'રે ચડવાને તતપર થાઓ;
કાળીદાસના સ્વામી રે પ્રભુ,
તમે ગરૂડે ચડી વેહેલા આવો રે. દ્વારકાના.

વલણ.

આવો પ્રભુ ગરૂડે ચડી, શું દ્વારામતિ છે દૂર રે,
દૂર હોય તો પરણવા, કેમ જવાયું કુંદનપુર રે.
આશરો એક તમ તણો છે. અવર નથી આધાર રે,
જળધારા નેત્રે વહે, કેમ આવડી લાગી વાર રે.

કડવું ૬ રાગ—ચોપાઈ નિનાલી.

એવી સતીની સાંભળી દીન વાણી, હાં હાં કરીને ઉઠયા ચક્રપાણી,
ઢળી પડે ને બેઠા થાય, પળ એક કલ્પ વહી જાય.
એવે રૂકિમણિ બોલ્યાં વચન, પ્રભુ સ્વપ્ને દીઠું શું નવીન,
શાને ગભરાયા મારા નાથ, સ્વામી કહોને પુછું જોડી હાથ.
ત્યારે બોલ્યા જગદાધાર, તમે સાંભળજો મુજ નાર,
સતી દ્રૌપદી જે મુજ પ્રાણ, તેને કોઈ પીડે છે અજાણ.
નિદ્રામાંથી સુતેલો હું જાગ્યો, મારા કાનમાં ભણકારો વાગ્યો.

મને નિદ્રા ન આવે લેશ, કોઇ સતીના તાણે છે કેશ,
સતીને જે દુ ખ દેનાર, તેના પ્રાણ હુ નિશ્ચે લેનાર.
તમે ભોજન લાવો છો જમવા, પણ સતીને લાગ્યો કોઈ દમવા,
સતી કરે છે દુ ખથી પોકાર, કેમ ભોજન કરૂં હુ લગાર.
સતી દ્રૌપદીને સુખ થાશે, ત્યારે ભોજન કરશુ અવાસે,
એમ કહીને ચતુર્ભુજ ઉઠયા, સતી દ્રૌપદીને ઘણું ત્રુઠયા.
શંખ ચક્ર ને પદ્મ ગદાય, ધર્યા આયુધ હસ્તની માંહ્ય,
શિર મુકટ ને કુડળ કર્ણ, મેઘ શ્યામ શોભિત અગ વર્ણ.
કૌસ્તુભ માળા કઠે િ રાજે, રૂપ જોઇને કદર્પ લાજે,
પેહેર્યું પીતાબર શુભ અગે, ધરી મોતિની માળા ઉમગે.
કટી મેખલા શોભે વિશાળ, ઉપર ઓઢી અનુપમ શાલ,
થયા ગરૂડ ઉપર અસવાર, નેત્રે ચાલે છે આસુડાની ધાર.
ભક્તવત્સલ્ય પોતે ભગવત, સતીનું દુ ખ દેખી કરે ચત,
રૂમાલે આસુને લુએ, દયા દષ્ટિએ વિશ્વને જુએ.

વેગે કરીને ધાયા બળવીર, લીધા નવસો નવાણું રે
ચીર.
નીમિષ માત્રમાં આવ્યા હરિ, જ્યાં કૌરવોએ
સભા ભરી.
આવી ઉભા સભામાં પ્રસન્ન, કૌરવોને ન દીધુ દર્શન,
સતી દ્રૌપદીને કહે નાથ, વસ્ત્ર લાવ્યો ઘણાં મારી
સાથ.
માટે ચિંતા ના કરશો લગાર, લાજ તમતણી કોણ
લેનાર,
હું તો ભકતનો થાઉં છું દાસ, જેનું ચિત્ત સદા
મુજ પાસ.
એવું કહીને ઉભા પ્રભુ પાસ, સતી દ્રૌપદીનો ગયો ત્રાસ,
ક્રોધ કરીને બોલ્યો રાજન, કેમ જોઈ રહ્યો દુશાસન.
તાણુ વસ્ત્ર એવાં તતકાળ, નગ્ન કરની દ્રુપદની બાળ,
દુષ્ટ ઉભો થયો તતકાળ, હાથે આંબળતો મુછ બાલ.
આવી ઉભો સીધ્ર કરી ગતી, બીજે પાસે ઉભો
દુરમતિ, ૧
એક તાણે ને બીજું સાર, ત્રીજું તાણે ને ચોથું તૈયાર.
ચોથું તાણે ને પાંચમુ જેવું, છઠ્ઠું તાણે ને સાતમું
તેવું.
સતી અંગ ન દેખે કોઈ, રાજ સભા રહી છે જોઈ.

૧ દુર્મતિ.

અન્યો અન્ય કરે છે વાત, વસ્ત્ર ક્યાંથી આવ્યાં ભલી ભાત,
કોઈ કહે વિદ્યા એની પાસ, તેના બળથી થયું દુઃખ નાશ.
પેહેરી શકે તો પેહેરાય એક, કેમ પેહેરાય વસ્ત્ર અનેક,
આવાં વસ્ત્ર જોતાં ઘણાં મીઠાં, આખી ઉંમરમાં નથી દીઠાં.
ત્યારે બોલ્યો જરાસંધ તન. મારૂં સાંભળજો સર્વ વચન,
તમે સર્વ છો રાજકુમાર, નથી જાણતા કાંઈ લગાર.
એક સમે દ્વારકાના નાથ, ચાલ્યા સર્વ સખી મળી સાથ,
ગયા વાટીકા વન મોઝાર, તાંહાં સાથે હતો હું તૈયાર.
ઈક્ષુ[૧] દંડ લીધો કર માંહ્ય, કૃષ્ણ છોલવા લાગ્યા ત્યાંહ્ય,
ઈક્ષુ છોલતાં બેઠી છે ધાર, ચાલી રૂધીરતણી બહુ ધાર.
વસ્ત્ર ખંડ માગ્યું તેણી વાર, ત્યારે ઉભી હતી દ્રુપદ કુમાર,
પ્રાણ પ્રિય જાણી બળવીર, આપ્યું વધ કરી નીજ ચીર.
કીધી ગણતરી સૂત્રની નાંથે, પછે પાટો બાંધ્યો નીજ હાથે,
થયા તાંતણા નવસો નવાણું, હું તો એટલી વારતા જાણું.

---

૧ શેરડી.

માટે કૃષ્ણતણું હશે કામ, નીજ ભક્તના છે વિશરામ,[1]
વિના કૃષ્ણ કો કરે સહાય, આવું કામ બીજાથી
નવ થાય.

દેખી અંબર સર્વ અપાર, થયા વિસ્મય રાજકુમાર,
બેહુ દુષ્ટો મનમાંહે પસ્તાયા, વસ્ત્ર તાણતાં કર બહુ
થાકયા.

ત્યારે બોલ્યા ગંગાના તન, મારૂં વચન સાંભળ રાજન,
આગળ સતીએ કહી હતી વાણી, નિર્કે આજ મેં
સાચી માની.

અંધનો તું અંધ છે સાચો,એણે બોલ કહ્યો નથી
કાચો,

જેને શ્રી હારની છે સહાય, તેની લાજ લઇ કોણ જાય.
એને વસ્ત્ર છે કેવાં બનેલાં, નથી મનુષ્ય જાતિનાં
વણેલાં,.

એના રંગની કેવી છે ચટકી, એની કોણ કરી શકે
કટકી.

સર્વ અંબરની એક જાત, એક રંગ ને એક જ ભાત,
સુણી ગંગોપજીનાં વચન, રાયે નીચું કીધું છે વદન.
લાવ્ય ભાનુમતિ પટરાણી, એની પૂજા કરો સતી જાણી,
એને ચર્ણે નમોને સર્વ, મૂકી આપણા કુળનો ગર્વ.
જેને શ્રી હરિ છે રે પ્રસન્ન, તેનો જન્મ સર્વથી ધન્ય,

---

૧ વિશ્રામ.

જુઓ કુબ્જી હતો ન્હાનુ બાળ, તુચ્છ જાણતો હતો ભૂપાળ
આસન આપ્યુ નહીં નીજ અંક,[1] જાણી દુર્બળ બાળક રંક.
તેને પ્રસન્ન થયા જગદીશ, ત્યારે ગયે નમાવ્યુ શિર
જેણે કઠણ કહ્યુ તું વચન તેજ આવી નમ્યા ધ્રુવ તન
જેને સર્વે ગણ્યો તો ખોટો, તે તો થઈ બેઠો સહુથી મોટો.
માટે દાસ પ્રભુને છે વ્હાલો, તમે મમત કરો નહીં ઠાલો.
જુઓ આવીને યાદવ વીર, પાચાલીના પૂર્યા ચીર.
તેને હવે નમ્યાની શી લાજ, જેને પ્રસન્ન થયા જગ રાજ
સુણી ભીષ્મતણા રે વચન, ચાલ્યો મેહેલમા દુશાસન
લાવ્યો ભાનુમતી પટરાણી, સભા મધ્યે ઉભી લાજ આણી
જ્યાહા દ્રુપદની છે બાલ, ચાલી કરમા ગ્રહીને થાળ,
પાયે નેપૂર રૂમઝુમ વાગે, કામી પુરુષના ત્યા મન લાગે

વલણ.

લાગે મન ત્યા કામીના, જેના રૂપતણો નહી પાર.
ભાનુમતી આવી ઉભી, જ્યા દ્રુપદ રાજકુમાર

---

૧ ખોળો

જગત જનેતા દ્રૌપદીને, આવી લાગી પાય.
કવિ કાળીદાસ કહે કથા, પછે પૂજા કેવી થાય.

કડવું ૭ મુ. રાગ રામગ્રી.

( ભુલી ભમે છે ભામિની, નૈશદનાથની નાર,
ઓ નળ ઓ નળ બોલતી, બીજો નહીરે ઉચાર એ રાગે.)

પ્રેમે પૂજા કરે પ્રેમદા, મૂકી કનકની થાળ,
પાય ધર્યાં ગ્રહી કરવડે, કંકુ સરખા છે લાલ. પ્રેમે.
ચરણ ધોયા શુદ્ધ નીરથી, થાળી મધ્યેનું નીર,
સર્વ સભાએ લીધું ગ્રહી, પીને ધરીયું છે શિર. પ્રેમે.
કેસર મીશ્રિત ચંદને, અર્ચા કીધી છે ભાળ,
ઉપર ચોખા આરોપીયા, આરોપી પુષ્પની માળ. પ્રેમે
સર્વ આભુષણ અંગનાં, રત્ન જડીત અપાર,
નખથી તે કેશ સુધી રૂડા, મણિ મોતિના હાર. પ્રેમે.
અગરનો ધૂપ કરાવીયો, તેનો સુંદર સુગંધ,
રાજસભામાં વ્યાપ્યો બહુ, સર્વ થયું છે સુગંધ. પ્રેમે.
આરતી કીધી આનંદથી, ઉભા સર્વે ભૂપાળ,
શિસ નમાવે સહુ મળી, પાડે કરવડે તાલ. પ્રેમે.
કર જોડી વિનતિ કરે ઘણી, માત કરજો ક્ષમાય,
દ્રુપદ સુતાને પાયે નમી, સર્વ રાજ સભાય. પ્રેમે.
આકાશે દેવ આવ્યા મળી, જય જય કરતા ઉચ્ચાર,
વૃષ્ટિ કરે બહુ પુષ્પની, દેખે રાજકુમાર. પ્રેમે.

દેવના દુંદુભી વાગીયાં, થાય નૃત્ય ને ગાન,
ગરૂડે ચડીને ગોવિંદજી, જુએ ભક્તનું માન. પ્રેમે.
આનંદ પામી અતિ ઘણો, ચાલ્યા બળભદ્ર વીર,
દ્વારામતી પ્રભુ પોં'ચીયા, ભક્ત વત્સલ્ય ધીર. પ્રેમે.

વલણ.

ભક્ત વત્સલ્ય પ્રભુ ભૂધરે, જઇને કીધું સ્નાન,
ભોજન કીધું ભાવતું, સુખી થયા ભગવાન.
ભીમક સુતા પૂછે હસીને, કેમ કરી આવ્યા મુજ નાથ,
શ્રી હરિએ મુખથી પછે, સંભળાવી સહુ વાત.

કડવું ૮ મું. રાગ. ચોપાઇ ત્રિતાલ.

ભીષ્મ દ્રોણના મનનું જાણી, બોલ્યો રાય સભા મધ્યે વાણી,
ભાવ ઉપરનો જ બતાવે, મનમાંહી તો અગ્નિ ઝરાવે.
જાઓ મેહેલમાં ચાકર ચાર, લાવો શિબિકા[1] કરીને તૈયાર.
વાજાં મંગાવી વજડાવો સાર, માંહે બેસાડો પાંડવનાર,
અતિ લાવી આનંદની લહેર, નારીને પોં'ચાડો પાંડવ ઘેર.
કુળ વૃદ્ધનો મત હોય જેમ, કરવું આપણે સહુને તેમ.

---

૧ પાલખી.

સુણી રાય તણા રે વચન, લાવ્યા અનુચર નરવાહન,
તેમા બેઠી દ્રુપદની બાલ, આવ્યા સર્વ મળીને ભૂપાળ.
નાના વિધના વાજાં બહુ વાજે, કૌરવનું કઠણ દિલ દાઝે.
હરિ જન તણો જાયે શોક, બહુ જેવા મળ્યા છે રે લોક.
અન્યો અન્ય વાત સહુ કરે, સત્ય તર્યું જુઓ આખરે.
જેને શ્રી હરિની છે સહાય, તેની લાજ કોણ લઈ જાય.
ધન્ય ધન્ય ખરૂં એનું સત્ય, એણે વશ કર્યો વ્રજ પત્ય
દ્વારકાથી આવ્યા બળ વીર, રાખી લજ્યા પુરીને ચીર.
પાંડુ કુળમાં પ્રકટ્યો દીવો, રાજા ધર્મ ઘણાં વર્ષ જીવો.
જેને કપટ નહીં રે લગાર, આપ ધર્મ તણો અવતાર.
પાંડવને પ્રભુ જય થજો, કૌરવોનો વંશ જ જજો.
પાંડવનું પ્રભુ કષ્ટ હરજો, હવે દુર્યોધન વેહેલો મરજો.
સતી દ્રૌપદીને કીધો કેર, તેથી કૃષ્ણ સાથે થયું વેર.
દુર્યોધન વેહેલો મરશે, પ્રભુ કોપીને સર્વ સંહરશે.
જેણે કૃષ્ણ સાથે કીધું વેર, તે તો સુખે સુતો નહીં ઘેર.

કૃષ્ણ શત્રુ થયો ગય કંસ, આપ રુઓ સહિત નીજ વંશ.
ગ્હા ગોકુળમાં એ અજાણ, પૂતનાના શોષી લીધા પ્રાણ.
તૃણાવત કીધો ચકચૂર, પાડી સકટ કીધું ઉધુ દૂર.
બક વત્સ ને ધેનૂક માર્યો, એવા કોટીક દૈત્ય વિદાર્યા.
કાળી નાગનું કીધું દમન, રાખ્યું ગોકુળ બળતું રેવન.
કાળયવન જરાસંધ હાર્યો, પછી કોધ કરીને સંહાર્યો.
જેણે કૃષ્ણ સાથે વેર કીધું, તેણે ઝેર હળાહળ પીધું.
એમ બોલતા લોક વચન, પછી આવ્યું પાંડવનું ભુવન.
સતી દ્રૌપદી આનંદ ભરમાં, આવી બેઠાં પોતાના ઘરમાં.
હતી કૃષ્ણ તણી જે મેહેર, લાજ સહિત આવ્યાં નીજ ઘેર.
માટે કૃષ્ણ ભજન જે કરશે, ભવસાગરથી તે સદ્ય તરશે.
હવે સંસારનું મૂકી કામ, તમે સેવો શ્રી હરિનું નામ.
નથી બેસતી એક બદામ, એવું સોંઘું શ્રી હરિનું નામ.

વલણ.

પ્રકાશ કીધો અલ્પ ગ્રંથ, નથી ઘણો વિસ્તાર,
કરતા હરતા કૃષ્ણ છે, નીજ જનના આધાર.
જે જન ભાવે સાંભળી, કરશે કૃષ્ણ ભજન,
ભવસાગર તરશે વળી, કરી નીજ કુળ પાવન.

## કવિ વિષ્ણુદાસ કૃત.

## લવકુશાખ્યાન.



### કડવું ૧ લું. રાગ--રામગ્રી.

પ્રથમે વર્ણવું સુધ બુધ કથાય,
ચિત્ત ધરી તુજને સ્તવું રે.
હંસ વાહિની તેજ ત્રિભુવન ખ્યાત,
માતા એ તારા ગુણને વર્ણવું રે.

ઢાળ.

વર્ણવું ગુણ તાહરા, મારો મનોરથ જેહ;
અંબા માયા કરો મુજને, આશા પૂરો માય.
આખ્યાન લવ કુશ તણું, ગાવા મન ઉલ્લાસ;
વિષ્ણુદાસ કર જોડી કહે, મા પૂરો મનની આશ.
જૈમિનિ વાણી ઉચરે, રાય જનમેજય અવિધાર;
પાંડવે યજ્ઞ આરંભીયો, હસ્તીનાપુર મોઝાર.
તાંહથકી પૂજી અરચી, મેહેલીયો તતખેવ;
કેટલે દહાડે અશ્વ ગયો, મણિપૂરમાં અવશ્યમેવ.

પછે પાર્થ ને બભ્રુવાહનનું, તાંહા યુદ્ધ હવું અપાર.
પછે જનમેજય વળતું વદે, સ્વામી હું પૂછું એક વાત;
વળી આગે કોઇ વઢયા છે રે, પુત્ર ને વળી તાત.
સુણ રાય પિતા પુત્રતણો, એમ હવો સંગ્રામ;
તેમ વળી આગે રેણુ વિષે, રહી લઢયા લવ કુશ રામ.
પછે જનમેજય વળતું વદે, એ મૂને આશ્ચર્ય થાય;
રણ વિષે કેઇ પેરે વઢીયા, લવ કુશ ને રઘવરાય.

ઉથલો.

લવકુશ રઘુરાય કેમ વઢીયા, એ જૈમિનિ વાણી કહો;
વળતું જૈમિની બોલીયા, તમે જનમેજય શ્રવણે ધરો.

કડવું ૨ જુ—રાગ રામગ્રી.

એણીપેરે બોલ્યા ઋષિ જૈમિનિ એ, ધન્ય રાય શ્રવણે
સુણો રે;
રામનણો અધિક વિસ્તાર, પાર ન લહીએ કે'તાં
તે તણો.રે.

ઢાળ.

તેહતણો પાર ન જાણીએ, કેહેતા સૂખ થાય,
શ્રીરામજીની કથા તણો, કહુ હવે મહિમાય.
અયોદ્ધા નગરીતણો, પતિરાય દશરથ નામ,
તેહતણે ઘેર સુત થઇ, અવતરીયા શ્રી રામ.

તેણે જનકને સ્વયંવરે, સીતા વરી નિરધાર;
પછે અયોદ્ધા નગર થઇ, રહ્યા જય જયકાર.
અપર માએ પારથ્યો, એક દિવસ દશરથરાય;
સ્વામી રાજ્ય મારા ભરતને, રામને હોય વનવાસ.
તે વચન તાંહાં અંગી કર્યું, મનમાં હર્ષ અપાર;
શ્રી રામ લક્ષ્મણ જાનકી, વન સંચર્યાં નિરધાર.
વનતણાં વનકુલ પેહેર્યાં, વનતણાં વનફળ;
પછે પંચવટીએ વાસ પૂરી, રહ્યા રાઘવ રામ.
તેણે સમે મહા વિકટ રાક્ષસ, લંકા તણો જેહ;
તાંહાં કપટ કરી જાનકીને, હરી ચાલ્યો તેહ.
પછે વૈદેહી વીનતા તણો, કરે શોધ રાઘવ એહ;
હનુમંત જોઇ લંકા થકી, શોધ લાવ્યો તેહ.
શ્રી રામે સાયર વિષે જઇ, પ્રશસ્ત બાંધી પાજ,
વાંદર તણું દળ ઉતાર્યું, ગઢ લંકા લેવા કાજ.
ત્યારે એક ભાઇ રાવણ તણો, આવી મળ્યો તતખેવ;
તમો પધારો લંકેશ્વર, રામે કહ્યું અવશ્યમેવ.
સન્માન કીધૂં દાસ જાણી, રામનૂં વાચક વેદ;
લંકાતણો રઘુનાથને, કહ્યો સર્વ ભેદ.
પછે ક્રોધ મનમાં ધરી, કોદંડ લીધૂં હાથ;
રણમાંહાં રાવણ રોળીયો, સ્વામી શ્રી રઘુનાથ.
તાંઇંદ્રજીત સરખો પડયો, કુંભકરણ મહા બળવંત;
બાકી રાક્ષસ માત્રનો, રણમાંહાં આણ્યો અંત.

સીતાને શ્રી રામ ભેટ્યા, હઇડે હર્ખ ન માય,
પછે પૂર્વ સ્થાનક પધાર્યા, રઘુનાથ દીનદયાળ
તાહા દિવ્ય[1] વેગે કરાવ્યૂ, જાનકીને તતકાળ,
અંતરીક્ષથી ત્યારે દશરથે, તાહા ભાખ પુરી તેહ.
પછે સીતા સહિત તે પધાર્યા, આવ્યા અયોદ્ધા માહે.

ઉથલો.

આવ્યા અયોદ્ધા માહ્ય, એ કથા સંક્ષેપે કહી,
જૈમિનિ વાણી ઉચરે, રાય જનમેજય સાંભળે સહી

કડવુ ૩ જુ—રાગ રામગ્રી.

અયોદ્ધા આવ્યા શ્રી રઘુનાથ રે, સાથે બળીયો
લક્ષ્મણ ભ્રાત રે
સાથે છે સતી સાધવી રે, દૈવની ગતિ છે અભિનવી રે,

ઢાળ.

દૈવની ગતિ છે અભિનવી, તેને કો ન જાણે બ્રહ્મ,
પછે ત્રણ જણ તાંથી ગયા રે, વશિષ્ઠને આશ્રમ
વશિષ્ઠને આશ્રમે જઈ, ત્રણે કર્યા પ્રણામ,
કહ્યુ ચિરંજીવી તુજને હજો, દશરથ નંદન રામ

---

૧ અગ્નિ ઉપર ચાલવુ, તેમ ઉકળતા તેલમા હાથ બોળવા વગેરે

પછે દેહથી સુમિત્રાને, ભરત શત્રુઘ્ન,
રઘુનાથને આવી મળ્યા, આનંદ પામ્યા મન.
પછે માતા કૌશલ્યા તણે, રઘુનાથ લાગ્યા પાય,
આલિંગન આનંદ ભેર દેઈ, રહ્યા રાઘવ રાય.
બહુ બાણુ આયુધ રાક્ષસે, મેહેલ્યાં હશે ત્યાં જેહ,
જનેતા કહે પુત્ર રાગ, કેમ સહ્યાં હશે તેહ.
વશિષ્ઠ વાણી ઉચરે, સાભળો સાચૂં માય,
અછેદ્ય ને એ અભેદ્ય છે, તાહરો સૂત રઘુરાય.
ભકતનું પ્રતિપાલન કરવા, દુષ્ટનો કરવા અંત,
બાઇ તારે ઘેર સુત રૂપે, થઇ અવતર્યા આદ્ય અનંત
પછે પધાર્યા આનંદ ભેરે, સાથે સ્વજન પરિવાર;
માનિની મંગળ ઉચરે, થઇ રહ્યો જય જયકાર.
પછે વશિષ્ઠે મન વિમાસ્યું, શુભ લગ્ન દિન એક,
પટ્ટાભિષેક કીધો સહી, રામને આપ્યૂં રાજ્ય.

ઉથલો

રામને આપ્યું રાજ્ય હાવે, તેમા કાંઇ સદેહ નહીં,
જૈમિનિ વાણી ઉચરે, રાય જનમેજય સાભળે સહી

કડવુ ૪ શુ-રાગ દેશાખ

રાજ કરે તહા રઘુનાથ, મનમા અતિ આનંદ
નમાય;
ભરત ને લક્ષ્મણ જેહ, કરે ભક્તિ રાઘવની તેહ.

પ્રજામાં દુઃખ કોને નવ હોય, પ્રાણી માત્ર સુખી સહુ કોય.
એમ કરતાં રાજ અયોદ્ધા સહી, ગર્ભવંતી સીતા નાર–થઇ;
મહા પંડિત કરે મન વિચાર, વળી વનવાસ હોય નિરધાર.
દિન પૂઠે દિન જાય વહી, માસ પાંચની અવધ થઇ;
પોઢયા રાઘવ નિદ્રા માંહય, સ્વપ્ન પ્રભુને આવ્યું ત્યાંહ્ય
જાણે નેટ સીતા સતી, શોકાતુર દીઠી વલપતી;
પ્રાણી માત્ર જહીં પામ્યાં શોક, જાગ્યા રામ વિમાસી રોય,
પ્રભાતે વશિષ્ઠ તેડયા સહી, સ્વપ્ન વારતા રામે કહી
એણી પેર સ્વામી કહો તમે, કૃપાનાથ કરવૂં શું અમે;
વશિષ્ઠ કહે સુણો રાઘવરાય, એ ઉપર કહું એક ઉપાય.
પંચ માસનૂ વિધાન જેહ, કરતાં વિઘ્ન સહુ ટળશે તેહ;
વૈશાખ માસ શુક્લ પખ સાર, તિથિ પંચમી ને રવિવાર.
ઉત્તમ દિન જાણી મન માંહય, રામે કાર્ય આરંભ્યૂં ત્યાંહ્ય;

અનેક ઋષિ જન આવ્યા સોય, વિશ્વામિત્ર જનક
જે હોય.
વિધિ સ્મૃતિ બોલ્યૂં જેહ, કારજ સુખે તેમ
કીધું તેહ;
રામ સીતાને સુખ વિશેષ, સ્તુતિ પુણ્યે દીધો
અભિષેક.
પછે જનકે રિદ્ધ સોંપી આપણી, ચાલ્યા ઋષિ નિજ
આશ્રમ ભણી;
કરતા રાજ્ય વળી એવું વીર, રામે મનમાં કર્યો વિચાર
ગર્ભ પરીક્ષા જોવા સહી, સીતાને એક વાત જે કહી;
માગ જાનકી આપૂં સહી, જે તારે મન ઇચ્છા હોય.
વળતૂં બોલ્યાં સીતા સતી, મુજ આશા પૂરો રઘુપતિ;
વાલ્મીકનો આશ્રમ જ્યાંહ, એક પહોર જો રહીશ ત્યાંહ;
કરવા ભક્તિ ઋષિ પત્ની તણી, મૂજને ઇચ્છા છે અતિ
ઘણી;
અરણી ઉપાસ્તર જે કેહેવાય, તે આપો મુને રાઘવરાય.
વળતા બોલ્યા શ્રી રઘુપતિ, એ શું માગ્યું સીતા સતી;
બીજું કાંઇ માગો જાનકી, મનઆશા પો'ચે જે થકી.
સીતા કહે સુણો રાઘવ રાય, મને ઇચ્છા બીજી
નવ થાય;
પૂર્વ કાજ પાળો તેહ, મૂજ માગ્યૂં આપો એહ.
જનક સુતા સાંભળ નિર્ધાર, જે તું કહે છે વારોવાર;

લક્ષ્મણ સાથે તૂજને નાગ બ્હાણામાં મોકલું વન-
મોઝાર.
એવું કહીને પોઢયા રાઘવરાય, રામ સીતા નિદ્રાવશ
થાય,
પહોર પાછલી રાત રહી, આવ્યા પ્રભુ જગાડયા સહી.
પ્રથમ ચર કહે સુણુ રાઘવરાય, ઘેર ઘેર તાગ જશ
બોલાય.
બીજો કહે સાભળો પ્રભુરાય, રામ કીર્ત્તિ બોલે સર્વ
કોય;
ત્રીજો કહે શું બોલૂં ઘણું, ધન્ય ગજય શ્રી રાઘવતણું.
ત્રણ જણ એવૂં વાયક કહી, સ્વસ્થાન પછે પોત્યા
સહી.
હવે ચોથાને પૂછે મહારાજ, સત્ય વાયક ભાઇ કહો
આજ,
મારે અથવા સીતાને જેહ, કે ઉપવાદ મુખ વદ તેહ.
જેવૂં સાભળી આવ્યો સહી, તે મુજ દેખાડને કહી.
એવું વાયક શ્રવણે સાભળી, રાયે × × × મળી.
જૈમિનિ કહે જનમેજય રાય, તે તુજને કહુ એક ઉપાય.

કડવુ ૫ મું—રાગ આશાવરી.

ચોથો ચર એમ ઉચરે વાણી, આણી આનંદ ભીતર
અતિ ઘણો રે.
મેં રાખ્યું મન મારૂં ધીર રે, રઘુવીર રે સત્ય વાણી
શ્રવણે સુણો રે.

ઢાળ.

સત્ય વાચક તમે સાંભળો, આપણુ નયર[1] મોઝાર,
અવિલોકતો પ્રભુ હું ગયો, એક પરિયટ[2] કેરે દ્વાર.
તે સ્ત્રી ભર્તાર લડતાં હુતાં. પ્રેમદાને કીધો પ્રહાર,
તે રીસાઈ પીયર ગઇ, તાંહાં રહી દિન બે ચાર.
મા બાપ કહે એને રાખીએ, અમને ઘટે નહીં પેર,
પછે પુત્રીને તેડી ગયાં, જામાત્ર કેરે ઘેર.
સાસરે પુત્રી ભાળવી, પછે વળ્યાં માત ને તાત,
થયો રજક[3] રીસે રાતડો, સ્ત્રી પ્રત્યે કહે છે વાત.
આજ કુંવર દશરથ રાયનો, જેહ કરે છે રાજ,
તે સરખો કામિની મૂને, લેખવે મનમાં ના જ;
સીતા પત્ની શ્રી રામની, રાવણ હરી ગયો તેહ,
દિન ઘણે પછે વળાવી, ઘેર રાખીને તેહ;
એવાં કામ કાંઈ હોય કશાં, રામે તે સર્વ થાય,
દિન ચાર તું પીયર રહી, મેં ઘેર ઘડી ન રખાય.
ચર કહે તેણે સાચું કહ્યું. સાંભળો શ્રી જગદીશ;
તુજ વિના સીતા કવણ વાળે, છેદી રાવણ શીષ.
મુને રામ સરખો તે જાણી, તેહ સુધી વ ત,
તે કહાં પરિયટ અધર્મી, તું કાંહાં ત્રિભોવન નાથ
મહા રત્ન ગુંજા[4] કાંહાં મળે, કાંહાં ચંદન ઝાતકાર.
કાંહાં કૃષ્ણાગર[5] એરંડો, કાંહાં છાલર[6] ગગાનીર.

૧ નગર. ૨ ધોબી. ૩ ધોબી. ૪ ચણોઠી. ૫ ચંદન ૬ તળાવ.

કાંહાં ધાબળો[1] અને પટકુલ, આવળ કાંહાં ચંપક
હોય;
કાંહા મેરૂ ને કંકર કાંહાં, હંસ બગ કયા હોય.
કાંહાં કેશરી[2] અને જંબુક[3], જોટો જમલો નવ થાય,
તે કાંહાં પરિચટ અધર્મી, તૂ કાહાં ત્રિભુવનરાય.
તે માટે રજકે કહ્યું તે, મનમાં ન ધરવૂં શ્યામ;
એવૂં કહી ચર વળ્યો પાછો. તે ગયો નીજ ઠામ.
જૈમેનિ કહે રામ વિમાસે, શું કરવૂં ઘટે કાજ;
લોક અપવાદ તણે વિશેપે, સીતા કરવી ત્યાજ.
વળી વિમાસ્યૂં મુજ વિના, અધક્ષણ નથી રહી
( જે ) નાર,
તે વાકજ જાણી જાનકી, કેમ તજીએ વનમાંઝાર.
જો રાખું તો અપકીર્તિનો રે, અધિક હોય વિસ્તાર;
કરે વિમાસણ પહોચે નહીં, મન, દુઃખ અપાર.
પછે પ્રાતઃકાળનો સમે થયો, આસન બેઠા રામ;
ત્યારે ભરત લક્ષ્મણ શત્રુઘ્ન, પ્રભુજીને કર્યાં પ્રણામ.
શ્રીરામ દુઃખ હઇડે ધરે છે, ને કરે આંસુપાત.
ભરત કહે ચૂક્યા નથી, કામ એકે કોઇ આજ,
અથવા તમારી આજ્ઞા લોપી, નથી અમે મહારાજ.
શ્રી રામ વળતા એમ કહે રે, ભરત તું અવિચાર.
લોકમાંહી નીંદા હવી રે, સીતા ઘરની નાર.

---

૧ કામળો ૨ સિંહ. ૩ શિયાળ.

ચરતણાં વાયક જેહ, પછે કહ્યાં રાખે તેહ;
તે માટે ભાઇઓ સાંભળો, મે' સીતા તજવી એહ.
એવું કહેતાં ભરતને, હવો તાંહાં જળ પાત.'
સ્થીર થઈ બોલે સહી, પ્રભુ સાંભળો મારી વાત.

ઉથલો.

સાંભળો સ્વામી એ વાત, ભરત એણી પેરે ઉચરે;
જૈમિનિ કહે શ્રી રામજી, શ્રવણે ધરે.

કડવું ૬ ઠું.—રાગ આશાવરી.

ભરત કહે તમે સાંભળો શ્રી રામ રે, એ કામ નહોય સ્વામી તણું રે;
તમે કરૂણા સાગર કહાવો જેહરે, તેરે બિરદ સંભારો આપણું રે.

ઢાળ.

તેહ બિરદ સંભારો સ્વામી, એ સુદર્શી મહારાજ;
સીતાને સ્વામી તજો છો, એમ ન ઘટે આજ.
અંત્યજતણા તે કર થકી; છોડાવી કપીલા ગાય,
તે માટે શું તેહને તું, તજવા બેઠો રાઘવરાય.
તમે કરાવ્યું ધીજ જ્યારે, ત્યારે દશરથે પૂરી સાખ;
એ શુદ્ધ નિશ્ચય જાનકી, રઘુનાથ એને રાખ.
તે પિતા કેરૂં વચન તમને, શું વિસાર્યું તમે ભ્રાત,
જાનકીને જે તમો તજો છો, એ નહોય ઘટતી વાત.

શ્રી રામ કહે રે ભરત સીતા, શુદ્ધ છે નિર્વાણ;
લોક ઉપવાદ તે દોહિલો રે, તે તૂં ભરત નિશ્ચે જાણ.
આગે × × × ને હરિશ્ચંદ્ર સરખા રાય,
તેણે કૃત પામવા કારમાં, અનેક કર્યો ઉપાય
એ સીતાને ઘેર રાખતાં, મુજ કૃત્યનો હોય નાશ,
તે માટે એને નિશ્ચે મોકલું, આજ હું વનવાસ.
ભ્રાત ભગિની સુતા તેમ જે, જેનું બોલાવ બાજ;
રામ રીત કહે ત્યાં ખેદ ન હોય, તેને કરવું ત્યાજ.
ક્ષુધા તૃષા વસીયર તજે, જોગી તજે આ સંસાર;
દેહ જીવ પ્રાણ તજે, તેમ સીતા તજૂં નિર્ધાર.
હવે સીતાને રાખવા તણું જો, કહીશ વચન પ્રમાણ,
ભરત સાંભળ તુજ આગળ, હું તજીશ મારા પ્રાણ.
એવે લક્ષ્મણ ત્યાં બોલીયો, સાંભળો શ્રી રઘુરાય;
વેરે માતા તજીએ પણ, સ્ત્રી ન તજીએ કહે
સ્મૃતિ ન્યાય.
પાખંડી દંડી દંભી લોકો, વેદને નીંદે સોય;
તે માટે શું બ્રાહ્મણ થકા, વેદ નહીં ભણે કોય
સૂરજ ભણી કોઇ રેણું[૧] નાખે, ક્રોધ ધરી મનમાંહ્ય;
સૂરજને તે લાગે નહીં, અને પાપી પ્રલય થાય.
એવૂં વિમાસી ભીતર તમો, ઓ ભ્રાત રાઘવરાય;
મનુભાવ માર્ગે જતો હોય કો, ભસે પુઠે શ્વાન;
તે માટે રજકે કહ્યા વચન તે, રાખવા નહીં મન.

---

૧. ધૂળ.

તે માટે રજકે કહ્યું તે. મનમાં ન ધરવી વાત;
લક્ષ્મણ બોલી રહ્યા ત્યારે, પછે બોલ્યા શત્રુઘ્ન ભ્રાત.
સ્વામી શું વાયક બોલો તમો, રઘુવીર ચતુર સુજાણ
જો સીતાને રાખશો નહીં તો, તજીશ મારા પ્રાણ.
સ્વામી તમો તજશો પ્રાણ ત્યારે, સીતા કરશે સાર;
સીતા તજે પ્રાણ જ્યારે, તમો ચાલે નહીં લગાર.
તે માટે તમે મનમાંહીં, કરી જૂઓ વિચાર;
સાધવી તજતાં આપણને, કાંઈ નવ રહે અધિકાર.
શ્રીરામ વળતા એમ કહે રે, ભાઇ સાંભળો સાચી વાત;
ઉપવાદ સુણતાં દેહ તજું,! તો સીતા કુણ માત્ર.

ઊથલો.

સીતા કુણ માત્ર એવી, રઘુનાથે વાણી કહી;
ત્રીભુવનમાં કો તણું રે, વચન તો માનૂં નહીં.

કડવું ૭ મું.

જૈમિનિ વાણી ઉચરે, સુણ જનમેજય રાય;
શ્રી રામ અતિ ચિંતા કરે, મનમાં દુઃખ ન માય.
તાં ભરત શત્રુઘ્ન રીસાઇ, મંદિર વિષે ગયા તેહ;
રઘુનાથની પાસે રહ્યા એક, ભાઇ લક્ષ્મણ જેહ.
શ્રી રામ કહે રે લક્ષ્મણા, મન રખે આણે રીસ;
વેરપણે ખાંડુ લેઈ કરે[1], છેદે માહરૂં શીષ.

૧. હાથમાં.

અથવા સીતાને અરણ્ય માંહે, જઇ મેહેલી આવ વીર
એવૂ સાલળતા પછે લક્ષ્મણ તણે, નયણે ચાલ્યા નીર.
મન ધીરજ ધરી આજ્ઞા માગી, હેલા માત્ર મોઝાર,
રથ લેઇ લક્ષ્મણ સચર્યો, જાનકી કેરે દ્વાર.
(પેલા) અશ્વ મારગેં અથડાય પણ, શુકન ન હોય
ઘેર,
દુઃખ આણીને તે પોહોન્ચ્યો, જાનકી કેરે ઘેર.
સીતાને પ્રણામ કરી, લક્ષ્મણ લાગ્યા પાય,
કહ્યુ ભાભીજી તમારે કાજે, રથ મોકલ્યો રઘુરાય.
(પછે) સીતા મન ખ્યાત થઇ, કમી વાયક
બોલી સોય,
મનોરથ પૂરણ રામ સરખા, નથી બીજા કોય
મેં હાસ્ય કરતા નીશાએ[1], પ્રભુજી કને માગ્યૂં સોય,
રઘુનાથજીએ કૃપા કરી, પ્રભાતે આપ્યુ સોય
પછે વસ્ત્ર પટકૂલ રથે ભર્યા, બહુ રત્ન આભૂપણ
સાર,
ભાજન[2] ઉમિયાશકર[3] સાથે, લીધા પૂજા વિધિ
ઉપહાર.
મન વસ્ત જે જે ભાવતી, તે ગ્રહી લીધી નીજ
હાથ,
પ્રભુજીના ચરણની પાવડી, તે લીધી પોતાની સાથ.

---

૧ રાતે ૨ વાસણ ૩ ઉમિયા ને મહાદેવ

સીતાકહે એ ઉપર ચિત્ત રાખશું, વનમાંરહેવૂં જ્યાંય;
ત્યારે ભીતરમાં જાણશું મેમે, રઘુનાથજી છે આંહ્ય.
એવૂં કહી ધીરજ ગ્રહી હૃદે, રથ બેઠાં સીતા નાર.
તાંહાં થકાં પછે જઈ પહોચ્યાં, સહી કૌશલ્યા કેરે દ્વાર.
જઈ સાસુ કેરે પાય લાગ્યાં, બાઈ દો મૂને આશીસ,
આજ કોડ થયો છે અતિ ઘણો, જવા વન વિષે વાસ.
ભાગીરથીના તટ વિષે, વાલ્મીક આશ્રમ જ્યાંહ્ય;
ઋષિ પત્ની કેરી સેવા કરવા, કોડ છે મન માંહ્ય.
કૌશલ્યા કહે રે જાનકી, શું ઘેલી થઇ મન માંહ્ય;
આગે ચોદ વરસ (લગી) વન ભોગવ્યૂં, વળી જવા ઇચ્છે તાંહ્ય.
તારા કોમળ ચર્ણે નહી ખમાયે, કાંટા કેરા પ્રહાર;
જળ વિના સૂકે વદન, દોહિલૂં છે અપાર.
સીતા કહે બાઇ કંટકમર્દન[૧], છે માહરે સ્વામ;
જપતાં સદા સુખ અમી ઝરે, શ્રી રામજીનૂં નામ.
પછે સાસુ કહે સોભાગ્યવતી, હજો સીતા નાર;
કુશળ થકી જોઇ વન આવજો, આપણા ઘેર દ્વાર
પછે સુમિત્રાને ઘેર જઇને, લાગ્યાં તેમને પાય;
આશીષ દીધી જાનકીને, હઇડે હર્ષ ન માય;
પછે રૂદેયામાં શ્રી રામનું, ચિંતન કર્યું અવશ્યમેવ

---

૧ પગરખાં, જોડા.

આનદભેર બેઠા જાનકી, મહી ત્યા તતખેવ.
જૈમિનિ વાણી ઉચરે, સુણુ જનમેજય રાય,
વૈદેહી વનમાહા સચર્યા, હવે કહૂં તે ઉપાય

કડ્વું ૮ સુ–રાગ કહલારો

વૈદેહી વનમા સચએ, લક્ષમણુ વીર વળાવા જાય,
ઋષિ આશ્રમ જોવા કારણે, મનમા હર્ખ ન માય
વૈદેહી.
અશ્વ બેહુ ત્યા રૂદન કરે, માર્ગ વિષે નવ ચાલે તેહ,
સીતા પૂછે લક્ષમણુ પ્રત્યે, ભાઇ કારણુ ગણીએ શું
એહ વૈદેહી.
દારૂણુક વાણી ઉચરે, સ્વામી શું કીજીએ દુષ્ટ
કર્મ,
સીતાને વનવાસ લઈ જાય છે, ભૂડા જીવ અધર્મ.
વૈદેહી.
એવૂ કહી અશ્વ ચલાવીયા, સીતા વન વાટડી જોય,
અનેદ્દાના લોક નિહાળે ત્યા, જેતા દુખ હઇડે ન
માય વૈદેહી.
નગરથકી વન ચાલતા, શુકન મંદ વાટે હોય,
ભવિષ્ય પદારથ ભાળીએ, સીતા કહે લક્ષમણુ તૂ
જોય વૈદેહી.
બહુ સાદ રામા કરે, બહુ લવે સમલા શિયાળ,
કાગ્ર કાલવે મહા મોટા, મ ગેં આગ વળાગ
વૈદહી.

મૂજને દુઃખ મારૂં નથી, ગમના ચર્ણ મુજ પ્રાણ;
તે માટે હું માગૂં જે, રાઘવને હશે કલ્યાણ.
વૈદેહી.

એવૂં કહી રથ ત્યાંથી ખેડીયો, પોહોંચ્યો ગંગાને તીર,
દુષ્કૃત હરે ક્ષણ વારમાં, જેનૂં છે નિર્મળ નીર.
વૈદેહી.

રથ ગખી ન્હાવા ચાલીયા, લક્ષમણ સીતા નાર,
પેલે તીર જઇ ઉતર્યાં, મર્જન કીધૂં ગંગામોઝાર.
વૈદેહી.

ગંગા તટ મેલીને ચાલીયા, લક્ષમણ સાથે સીતા નાર;
કેહે વિષ્ણુદાસ કર જોડી બેહુ, (જણ) આવ્યાં (મહા)
ભયાનક વનમોઝાર. વૈદેહી.

કડવું ૯ મુ —રાગ ધન્યાશ્રી

વૈદેહી આવ્યાં વનમાંહી, અવની ભયાનક જ્યાહ્ય;
તે દેખીને ધ્રુજતાં, જાનકી રે તાહ્ય. વૈદેહી.

તાંહાં બાવળીયા ને બોરડી, કંકોલ ને કંથાર;
કરમદી ને કાચકી, કૌચ તણો નહીં પાર.
વૈદેહી.

બહેડા ને લીમડા ઘણા, સૂકા વૃક્ષ બીજાં તહીં,
એખરો દર્ભ ને રીંગણી[1], આવળ ઉગીછે અહીં.
વૈદેહી.

---

[1] ભોંય રીંગણી.

શંખાવલી[1] જવાસા ઘણા, સુકાં વૃક્ષ બહુ સાર,
કાગ કાગારોળ કરે બહુ, શબ્દ હોય અપાર. વૈદેહી.
અરણ્યમાં મહા મોટા ઘણા, વાઘ સિંહ વિકરાળ;
મહીષ ચીત્રા સસલાં શુકર, બહુ દોડે શિયાલ.
વૈદેહી.
વૃક્ષના કુંજ માંહી દીસે, ભોરંગ ફુંફવે તાંહ્ય;
પ્રાણી માત્ર તાં રહી ન શકે, રહી ના શકે જ્યાંહ્ય.
વૈદેહી.
ત્યારે જાનકી પૂછે વાત તાં, ઓ લક્ષ્મણ આ શો ઉત્પાત,
આંહીં કોણ લાવે નાથની, રામજીની રે ભાળ. વૈદેહી.

કડવું ૧૦ મું—રાગ શોક રામગ્રી.

હાય હાય દેવર લક્ષ્મણા, કાંઇ નવ સમજાવે રે,
શા માટે હજુ લગી ઋષિનો, આશ્રમ ના આવે રે.
હાય હાય.
અગ્નિ હોત્રના ધુમ્રની, નવ દીસે ઓથાલ ?
સાંભળાએ જે વિપ્રો વદે, વદે વેદ વિશાળ,
આ વનમાં નવ દીસે રે, ઋષિ કેશ બાળ. હાય હાય.
ઉત્તમ આશ્રમ નવ દીસે આ ઠામ,
એવા વનમાં ક્રીડતાં, દુઃખ દેખીએ આમ,
સીતા ચિત્ત વિચારતી રે, તજી છોડી શ્રી રામ.
હાય હાય.

---

૧ આ ઘણો નાજુક, કોમળ, ને સુંદર છોડ છે. ધોળો ને વાદળી એમ બે જાતના થાય છે. નર્મદાના ઉત્તર કિનારા પર આવેલા રામપુરા ગામ આગળ બહુ થાય છે.

લક્ષ્મણ કહે હવે ઉચરૂં, સત્ય વાયક તમ કાજ,
ઋષિ તણા આશ્રમ વેગળા, જાવૂં મહાવનમોઝાર,
ભાભી સહી કહું રે રાઘવે, તજી પોતાની નાર.
હાય હાય.

હડે એવૂં વાયક સાંભળી, ભૂતળ પડી છે નાર,
મૂર્છાગત હવી જાનકી, અંગે વેદના અપાર;
મૂળ થકી વૃક્ષ જેમ ઢળે, તેમ પડી નિર્ધાર.
હાય હાય.

ચંદ્રકળા ચિત્ર કામિની, કોમળ નેત્ર વિશાળ,
કાને કુંડળ ઝળહળે, વેણુ લેહેકે વિશાળ;
નીષ્ઠુર વાયક સાંભળી, પડી ભૂમિ વિશાળ.
હાય હાય.

લક્ષ્મણ કહે હવે આંહાં, શો હું કરૂં ઉપાય,
સીતાની પાસે રહી, સ્મરે રાઘવરાય;
એકે પાણે[1] આંસું લૂહે, બીજે નખે વાય.
હાય હાય.

(પછે) દીનવાયક બોલે સહી, લક્ષ્મણ કુંઅર નિરધાર,
એકે મને હોય પૂજ્ય જો, શ્રીરામ નિરધાર,
તેને પુણ્યે કરી જાનકી, ઉઠજો એક વાર. હાય હાય.
એમ કરતાં ચિત્તને હવું, સાવધાન થઈ સોય,
નેત્ર ઉઘાડી તપાસતી, લક્ષ્મણ પાસે રોય;
તેહ વનમાં બે જણાં, ત્રીજું નહીં કોય. હાય હાય.

---

૧ હાથ.

## કડવું ૧૧ મું-રાગ મલ્હાર.

સાવધાન સીતા હવી, મૂખે બોલતી વેણ વિશાળ રે,
હો લક્ષ્મણ સુમિત્રા કેરા બાળ રે.
નયર [1] અજોધ્યા પરહરી, આવ્યા આ વનમાહે રે;
હવે લક્ષ્મણ મૂને એકલી, કેમ મેહેલી જાશો આંહે રે
તૂં દેવર માહે દેવર ભલો, તારા ગુણનો ન જાણું પાર રે.
આગે દંડકારણ્યમાં મૂજને, રાખી હતી નિરધાર રે,
આપણ ચૌદ વરસ વનમા રહ્યાં, તાં કરતા મારી સાર રે.
કંદ મૂળ ફલ લાવતા હતા, લક્ષ્મણજી મારે કાજ રે.
વનની વાટે ચાલતાં ત્યારે, આગળથી શ્રીરામ રે,
પૂઠેથી હું રે આવતી, જપતી રાઘવ નામ રે.
મૂજ પૂઠે તમે આવતા, લક્ષ્મણજી તે વન માહ્ય રે;
આજ ઉવેખો કા એકલી, કેમ મેલી જાશો આહ્ય રે.
મનસા વાચા કર્મણા, નથી સેવા ચૂકી લગાર રે;
શ્રી રામને ચર્ણે છે ચિત્ત, મારૂં સારોદ્ધાર રે.
પેહેલા ધીજ કરાવીયુ, પછે લાવ્યા અજોધ્યા માંહ્ય રે;
તેણે સમે રાય દશરથે, સત્ય રાખ પૂરી તાંહ્ય રે.
શે વાંકે મૂજને તજી, કહો સુમિત્રાના બાળ રે;
જો ગર્ભ ન હોત મારા ઉદરમા તો, દેહતણો આણત કાળ રે.
ફૂટ રે રજક પાપીયા તેં, એ શૂં ચઢાવ્યું આળ રે;

---

૧ નગર.

જો સત્ય જુએ માહરૂં, નિશ્ચે ભસ્મ કરૂં તતકાળ રે.
હવે લક્ષ્મણ મેં જાણ્યું અહીં, મૂને મેલી જાશો આંહ્ય રે

× × × ×

હાસ્ય વદન સોહામણું, શશીયર[1] નિર્વિખ સમાન રે;
મસ્તક મૂકટ સોહામણો, તેને કુંડળ ઝળકે કાન રે.
મુક્તાફળ ને મણી ઝળકતાં, તેનાં સુંદર નેણ વિશાળ રે;
તે મૂખ કયારે દેખશું, રઘુનાથજી દીન દયાળ રે.
જ્યારે વિશ્વામિત્ર સ્વામી સાથે, આવ્યા પ્રભુ મિથિલા દેશ રે,
ત્યાં ત્ર્યંબક ધનુષ ભાંજીને, રઘુનાથે હું વરી નાર રે.
આજ દયાળે મોકલી મૂહુને, કંટક વનમોઝાર રે,
જૈમિનિ વાણી ઉચરે, સાંભળો જનમેજયરાય રે,
વળી સીતા લક્ષ્મણને કહે, પોહોત્યો હેત તણો ઉપાય રે.

કડવું ૧૨ મું-રાગ પરજીઓ.

લક્ષ્મણ રાઘવે મૂને પરહરી શા માટે રે;
આ અરણ્યમાં મોકલી, દોહેલી વન વાટે રે.
ચૌદ સહસ્ર રાક્ષસ હણ્યા, ભેટ્યા સુભટ બળવંત રે,
મારે કાજે મૃગ હણ્યો તે, વિસાર્યું કાં કંથ રે.

લક્ષ્મણ.

લક્ષ્મણ મારે કાજે વાલી, રામે હણ્યો તતકાળ રે;

---

१ ચંદ્ર.

રાજ્ય આપ્યૂં સુગ્રીવને, તે કાં વિસાર્યું દયાળ રે.
લક્ષ્મણ.

મહા સમુદ્ર વિષે જઇ, પાષાણ બાંધી સેતુ રે;
લંકામાં પોહોત્યા સહી, તે વિસાર્યું કાં હેત રે.
લક્ષ્મણ.

રાવણ કુંભકરણ હણ્યો, જે મહા સુભટ ધીર રે,
લંકા સોંપી વિભીષણને, તે વિસાર્યૂં રઘુવીર રે.
લક્ષ્મણ.

પછે અજોદ્ધા મૂને લેઇ આવ્યા, હું વ્હાલી પ્રભુને
મન રે;
તેહ તે સઘળૂં કાંહાં ગયૂં, જે કાઢી આજે વન રે.
લક્ષ્મણ.

એક વેળા રામે મને કહ્યું, કાંઈ માગ તૂં નાર રે;
એજ વાત વિપરીત થઇ, જે કાઢી વનમોઝાર રે.
લક્ષ્મણ.

કૌશલ્યાને જઇ કેહેજો, એટલી માહરી વાત રે;
અપરાધ પાખે જાનકી, કરી તજી શ્રી રઘુનાથ રે.
લક્ષ્મણ.

રાઘવે તે પરહરી મૂજને શા માટ રે.

કડવું ૧૩ મું-રાગ કલ્યાણ.

વૈદેહી વાણી કહે સુણ લક્ષ્મણ રે સાચૂં આજ,
એવા પર તૂજને મોકલ્યો રે, ન ઘટે તૂજને મહારાજ.
વૈદેહી.

આગે આપણ વનમાં રહેતાં, મૂને રાખી તમો તેણે કાળ;
એવાં કામ સુગ્રીવ ન જાણે, બાંધવ મરાવ્યો વાલ[1]. વૈદેહી.
પછે લક્ષ્મણ બોલ્યા સહી, સીતાને લાગ્યા રે પાય,
આ વનમાં જે દેવી રહે તે, તમને કરજો રક્ષાય. વૈદેહી.
એહેવૂં કહી લક્ષ્મણ વળે, ફરી પાછો જોતો જાય,
સીતા લક્ષ્મણજી બન્ને દુઃખી, તેમ તેમ શોક હૈડે ન માય. વૈદેહી.

કડવું. ૧૪ મું—રાગ. સોરઠી.

રૂદન કરતી રે વૈદેહી મેહેલી વનમાંહ્ય;
આસ ને પાસે રે નહીં કોઇ બીજું નિરધાર. રૂદન.
સીતાને મેહેલી રે વળ્યો, લક્ષ્મણ તે તો જાય,
વળી મારગ ચાલતાં, વાટડીએ ન ચાલે પાય. રૂદન.
એમ કરતાં અદષ્ટ હવો રે, જોતાં જોતાં તેહ,
સીતા અવની વિષે પડી, મૂર્છા પામી તેહ. રૂદન.
એક મુહૂર્ત તે વહી ગયૂં, પછે સાવધાન થઈ બાળ,
લક્ષ્મણને દેખે નહીં, પછે ધાડે કરે વિલાપ. રૂદન.
પૂર્વ ભવ મેં પાપ કશાં કર્યાં છે મહારાજ;
જે થકી રઘુનાથે મૂને, પરહરી છે આજ. રૂદન.

૧ વાલી વાનર.

ચારે દિશ લોક અવિલોકતાં, અબળા આકુલ વાકુલ
હોય,
રૂએ નાર રઘુનાથ વિછોહી, વાંનરો એ મર્વ જોય.
રૂદન.
તેણે સમે તાંહાં વનતણાં, મૃગ આવ્યાં બહુ મળી,
પંખી માત્ર મળી શિર છાંહ, કરી રહ્યાં તતકાળ.
રૂદન.
કોપે બીજલ ચંચ ભરે, વૈદેહીને મૂખ પાય;
પૂછવંતી પેનુ જઇ પાસે, સીતાને નાંખે ચમર
વાય. રૂદન.
રામ નામ જપતા વેધ્યૂં રાઘવજીને નામ,
રામ વિજોગે રે હો ટલવલે, સીતા તણો હાગ. રૂદન.
સીતા રામતણા ગૂણ સંભારે, રૂદન કરે તે કાળ,
તેણે સમે વાલ્મિક ઋષેશ્વર, તાંહાં આવ્યા તતકાળ.
રૂદન.

કડવું ૧૫ મું—રાગ. ભીમપલાગી.

વાલ્મિક આવ્યા વનમાહે રે, રૂદન કરે છે સીતા
જાહે રે;
વળતી પૂછે ઋષિજન તેહ રે, પ્રવતો સાંભળે સીતા
તેહ રે.

———

સીતા તો શ્રવણે ધરે, વાલ્મીક વાણી ઉચરે;[1]
અરે બાઇ તૂં કોણ છે, આણે સ્થાનક આવી કા
ક।

બાઇ કવણ તાહારૂં નામ, તૂં બોલજે મૂખ ખરે,
કવણ તાત માત જાણો એ, કવણ સ્વામી તાહરે.
પછે ઋષિજીને પ્રણામ કરી, વૈદેહીએ વાણી કહીં,
મિથિલા તણો રાય જનક મોટો, તાત માહરો સહી.
દશરથ નંદન રામજી તે, માહારો સ્વામી જાણો,
રઘુનાથજીએ મૂને પરહરી, વિશ્વાસ મનમાહા આણો.
અપરાધ કાઇ નથી ને, નથી કપટ માહારે મન,
મૂજ નામ સીતા સુને, લક્ષ્મણ ગયો મેહેલી વન.
વાલ્મિક ઋષિ વળતૂ કહે, જાનકી નિશ્ચે જાણજે,
બે પૂત્ર તારે હશે, વિશ્વાસ મન માહી આણજે.
એહેવૂ સાભળી હરખ્યાં, હૈડામાં વનમાંહા સ્થકે,
વૈદેહી ઋષિ સાથે સાથે પછે, આશ્રમ ભણી સંચરે.
ઋષિતણો આશ્રમ ભલેરો, તેની શોભા ના જાયે કહી;
જાહા અઢારભાર વનસ્પતિ તે, સર્વ ફળી ફુલી રહી.
તાંહા વાઘ ને ધેન નિત્ય એકઠાં, વનમાહે સચરે;
મંઝાર ને મૂષક રમે ભેગા, કોઇ પ્રહાર નવ કરે.

ઉથલો.

પ્રહાર કો નવ કરે રે, વેરભાવ ધરે નહીં,
વાલ્મિક ઋષિની સાથે તે, સીતા ત્યા પોત્યા સહી.

---

૧ કલેશ-કલહ

કડવું ૧૬ મું.—રાગ વસંત.

ઋષિને આશ્રમ સીતા આવ્યા, આનંદ અંગ ન માય,
ઋષિ પત્નીને જઇ કરી, વૈદેહી લાગ્યા પાય.
ઋષિ પત્ની પૂત્ર પ્રત્યે કહે, સાભળ બાળક સોય,
આજ થકી એ સીતાની, સેવા કરજો સહુ કોય.
ઋષિ તે પૂત્રને આજ્ઞા, કરી આપી તતખેવ,
કંદ મૂળ ફળ આણી આપે, સીતાને અવશ્યમેવ.
ઋષિ આશ્રમ સીતા રહી રે, જપતી રાઘવ નામ,
રામકથા તે શ્રવણે સાભળે, બીજુ ન કરે કામ.
ઋષિ પત્નીની ભક્તિ કરે રે, આણી મન ઉલ્લાસ,
એણી પેરે કરતા ગર્ભ વિષે રે, પૂર્ણ થયા દશ માસ
પ્રસવ કાળનો સમો હવો રે, ત્યારે સીતાને સુખ થાય,
ઉત્તમ લગ્ન ઉભય સુત જન્મ્યા, હૈડે હર્ષ ન માય.
(ત્યારે) વિદ્યાર્થીએ ઋષિ વાલ્મિકને, જઇ કહ્યું તતખેવ,
વધામણી સ્વામીજી આપો, અમને ત્યા અવશ્યમેવ.
સીતાએ બે પુત્ર પ્રસવ્યા, સાભળો સ્વામી વાત,
વિદ્યાર્થીનું વાચક સુણીને, ઋષિજી થયા રળીયાત.
પાણી દર્ભ તે હસ્ત ધરીને, ઋષિ આવ્યા તેણે ઠામ
અર્ભકને અભિષેક કીધો, લવકુશ ધરીયાં નામ
(પછે) જાતિક કર્મ ઋષિએ કર્યું, જેમ

દહાડે દહાડે સીતાના બેહુ, બાળક મોટા થાય. *
વરસ બારમે બેહુ બાળકને ઉપવીત ત્યાં હોય,
સહસ્ર અઠયાસી ઋષિ નોહોતર્યા, ત્યાં આવ્યા સર્વ કોય.

* આ પછી વિ સં. ૧૯૦૨ ની બીજી પ્રતમાં નીચેની લીટીઓ વધારે છે.
એમ કરતાં કૌતુક થયું, સાંભળ જનમેજય રાય,
એક સમે સીતા ગંગા ત્રટપર, સ્નાન કરવા જાય.
તેણે સમે મર્કટી એક એક, ફાળ નાંખી વૃક્ષ,
સીતા વાયક તે પ્રત્યે કહે છે, ધિક્ક તુજ અવતાર.
પુત્ર મૃત્યું પામવા, વૃક્ષ સાથે ભીડે બાથ,
મર્કટી વાણી ઉચરી, મુજ પુત્ર છે મુજ સાથ.
મૃત્યું પામશું અમો જ્યારે, મરશું બંને સાથ,
પોતે પોતાનો વિચાર કરો, પુત્ર કયાં છે બાઇ,
વચન વાગ્યું રામાના અંગમાં, તેની જ્વાળ શિરસે ગઇ.

તતક્ષણ ઉઠી તાંહાં સ્થકી, આવી નીજ આશ્રમ,
પુત્ર લીધો પાળણામાંથી, ગઇ ગંગા તીર મોઝાર.
ક્ષણું બે રહી વાલ્મિકીજીએ, પાળણું હલાવ્યું તાંહે,
સૂનું દીઠું પાળણું, ઋષિ રોમાંચિત થાય.
અરે સીતાના કુંવરને કોણે હર્યો, થઇ રહ્યા દિગ્મૂઢ,
પછે દર્ભનો પૂત્ર કરી, મૂકયો પાળણા માંહે.
અભિષેક કીધો તેહને, સજીવન હવો તતકાળ,
ક્ષણું એક રહી સીતા આવ્યાં, આશ્ચર્ય ઘણું હોય.

પછે વાલ્મીક ઋષિ કામધેનુને, લેઇ આવ્યા તતખેવ;
શાવતાં ભોજન કરાવીયાં, સંતોખ્યા ઋષિદેવ.
જૈમિનિ વાણી ઉચરે, સુણ જનમેજય રાય;
સહુ સંતોખી વાડવ[1] વળાવ્યા, આશ્રમ પોહોત્યા થાય.

કડવું ૧૭ મું—રાગ દેશાખ.

સ્વામી ઋષિ સહુ કોય, સહુ સ્થાનક આપણે ગયા રે,
સ્વામી વાલ્મિકે કર્યો વિચાર રે, બાર બાર વરસના
બાળક થયા રે.

ઢાળ.

બાળ બાર વરસતણા થયા, રામના કુંઅર જોડ;
બુદ્ધવંત બળીયા પરાક્રમી, મહા મનોહર તેહ.
પછે વાલ્મિકે મન વિમાસી, બેહુને ભણાવ્યા વેદ;
પછે ધનુષ વિદ્યા શીખવી, સંગ્રામ કેરા ભેદ.
પછે રામ ચરિત્ર ભણાવ્યું, મુગ મધુરી વિણા વાય;
લવ બાલ તાલ કર ધરે, રાઘવતણા ગુણ ગાય.

---

અરે પિતાજી એ પુત્ર ક્યાંથી, લવ છે મુજ સંઘાત,
ત્યારે ઋષિજી વિચારી બોલ્યા, એ પુત્ર તારો ભાઇ.
એ બંનો પુત્ર તાહરા, ગજ રીતીને માંડો;
એ આથે અતિશય બળીયા થશે, ત્રિભુવન કેરા ભૂપ.
પછે ઋષિજીએ અભિધાન ધરીયાં, લવકુશ ધરીયાં નામ,
બાર વરસના થયા કુંવર, મુંજી બંધન દીધાં તાંદા.

૧ બ્રાહ્મણે

પછી વાલ્મીકે ધનુષ આપ્યા, દેખી બળીયા બેહ
પછી સુરજે સમર્પ્યાં તેમને, અક્ષય ભાથા જેહ.
કોઇએ આપ્યાં અસ્ત્ર આયુધ, કવચ કેણે દીધ;
એવી પેરે કરી સંગ્રામની, સજાઈ પૂરણ કીધ.
બાર બાર વરસતણા રમે, જાંઘી કેરે તીર,
તેને શીખા મસ્તક શોભતી, પટા વિકટ વીશધી વીર.
સેવા કરે સીતા તણી, બંધવ બળીયા બેહ;
કંદમૂળ ફળ લાવે ઘણું, માતાને કારણ તેહ.
વરૂણનુ તેડૂ આવીયૂં, વાલ્મિક કેરે દ્વાર;
ઋષિ કહે પુત્રો સાંભળો, સીતાની કરજો સાર.
રખે પુત્રો કાંઇ કરતા, અન્યાય એક લગાર;
એહેવૂં કહી ઋષિ પાતાળે, ગયા તેણી વાર.
એ કથા અહીંયાથી રહી, એમ કહે ઋષિ જૈમિનિ;
હવે આડ કથા તમો સાંભળો, જનમેજય રાજન.
હવે અજોદ્ધા નયર[૧] વિષે, રાજ કરે શ્રીરામ;
એક વાર મનમાં આવીયૂં, કાંઇ એક કરૂં શુભ કામ.
મે બ્રહ્મ રાક્ષસને હણ્યો તે, અધર્મ કર્મ બધર્મ જોય,
હવે અશ્વમેધ કરૂં સહી રે, તે તો છુટકું સોય.

ઉથલો.

તેં તો છુટું પાતિક તેમાં કાંઇ સંદેહ નહીં,
શ્રી રામજીએ વિધિ પૂછવા, વસિષ્ઠ ગુરૂ તેડયા સહી.

---

૧ નગર.

## કડવું ૧૮ મુ–રાગ ધવળ ધનાશ્રી.

જૈમિનિ વાણી ઉચરે, સુણુ જનમેજય રાયજી;
વસિષ્ઠને શ્રી રાઘવ પૂછે, હૈડે હર્ખ ન માયજી.
અશ્વમેધ કરવા તણી સ્વામી, ઇચ્છા મુજને હોયજી;
તેહતણી વિધિ વિસ્તારી, સંભળાવો ઋષિ રાયજી.
કેવા વિપ્રને કેવાં દાન, આપવા જે સ્વામીજી;
કેવો અશ્વ તાહા આણવો, એ યજ્ઞ તણું તે કામજી.
વળતા વસિષ્ઠ વાણી ઉચરે, સાભળ રાઘવ રાયજી,
અશ્વમેધ કરવા તણા રે, તુજને કહું ઉપાયજી.
દશ સહસ્ત્ર તો બ્રાહ્મણ વળાવવા, મહા બુદ્ધિ વિશાળજી,
નીગમ[1] તણા જે નિર્ણય આપે, ખટ કર્મ પ્રતિ-
પાળજી.
દાન વિષે ગજ એક એક રથ, ઉત્તમ દશ તોખારજી[2];
એક મૂષ્ઠિ મુક્તાફળ ઉપર, સુવર્ણ તે એક ભારજી.
ચતુર સેવકને એક સહસ્ત્રધેન, તે સવચ્છી સોયજી,
એકેકને એહેવુ આપવું, અધિક ને ઓછું નવ હોયજી.
શ્વેત વર્ણ હય પિત્ત પૂછ તે, કાળો ડાબો કર્ણજી.
કેશવાલી અધિક શોભતી, કુંકુમ કેરો વર્ણજી.
પછે સ્ત્રી અર્ધાંગના સહી, ઉત્તમ અસીવત ઉચારેજી;
સીતા વિના આપણુ રઘુનંદન, કહો કઇ પેરે કરવુંજી.
વળતા રાઘવ વાણી બોલ્યા, ઋષિને શીર નાગીજી;
કનકતણી સીતા કરીને, દીક્ષા બાંધશું સ્વામીજી.

---

૧ વેદ. ૨ ઘોડા.

રઘુનંદનનૂં વાયક સૂણીને, ઋષિ રીઝયા મનમાંહેજી.
તાંહાં થકી પછે બેહુ જણ આવ્યા, અશ્વશાલા છે જ્યાંહેજી.
તાંહાં દીઠા હય યજ્ઞ તણો, જેવો બોલે સ્મૃતિ ન્યાયજી;
તે દેખી ઋષિ મન રીઝયા, આનંદ અંગ ન માયજી.
પછે યજ્ઞતણો આરંભ કર્યો, શ્રી રામચંદ્ર રણધીરજી;
કનકતણી સીતા કરીને, દીક્ષા ધરી શ્રી રઘુવીરજી.
વિધિપૂર્વક શ્રી રામજીએ, પછે પૂજ્યા બ્રાહ્મણ દેવજી;
કનક પત્ર તાહાં લખી અશ્વને, બાંધ્યૂં તે તતખેવજી
પછે સુગંધ ચંદન પુષ્પતણી, બહુ અર્ચા કરી અપારજી;
(પછે) પત્ર વિષે જે લેખ લખ્યો તે, સાંભળજો નિરધારજી.
અજોદ્ધા નગરી વિષે તે, રાજ્ય કરે શ્રી રામજી;
મહા પાતિકને દહન કરે, જપતાં જેહનૂં નામજી.
કૌશલ્યાએ એક વીર જન્મ્યો, અવની વિષે તેહજી;
યજ્ઞ કરવા કારણે રે, તેણે હય મેહેલ્યોજી એહજી.
તેહના અશ્વને જે ગ્રહે, કરી શકે સંગ્રામજી;
કાયર હોય તે આવી મળજો, તેનૂં નહીં લે નામજી.
એહેવૂં પત્ર લખીને બાંધ્યુ, દેખતાં સર્વ કોયજી,
ત્રણ અક્ષૌણી દળ સાથે મોકલ્યું, શત્રુઘ્ન તાં સોયજી.
જૈમિનિ વાણી એમ બોલ્યા, સુણ જનમેજય રાયજી
અજોદ્ધાથી હય મેહેલ્યો તે, સાંભળો કહુ ઊપાયજી,

## કડવું ૧૯ મું રાગ આંદોલ.

શત્રુઘ્ન તણે મન હર્ષ ન માય, પાયે લાગા પ્રભુજી તણે રે.

ઢાળ.

પાયે લાગ્યા પ્રભુજી તણે, આનંદ અંગ ન માય;
રામની આજ્ઞા લેઇ કરી, હય સાથે માર્ગે પલાય.
શત્રુઘ્ન ચાલ્યો સહી, જે સુભટ બળીયો હોય.
અનેક દેશ વિષે ગયો, રાઘવતણો હય સોય.
જે નર દેખે તે નર સહી, આવી લાગે પાય;
દશરથ નંદન રામનો એ, અશ્વ કેમ બંધાય.
તે અશ્વ બાંધી નવ શકે, દેશ દેશના પતિ જેહ,
પછે અયોદ્ધાપુરી ભણી, હય વાળ્યો પાછો તેહ.
જે ભાથા ભીડયા સુભટના રે, તે તેમના તેમ હોય;
મનમાંહે કોડ ભર્યા રહ્યા તે, જોદ્ધના સહુ કોય.
એણી પેરે કરતા અશ્વ આવ્યો, ગંગા ત્રટ છે જાંહે,
વાલ્મિકનો આશ્રમ સુંદર છે, તેહ વનની માંહે.
તા સદા, ફાળ ફુલી રહે, વસ્નપતિ ભાર અઢાર,
વળી લતા બહુ પુષ્પની, જાતિ તણો નહીં પાર.
ઠામ ઠામ શોભે સહી, દ્રાક્ષના મંડપ જેહ,
સુંદર વન જાણી કરી, તાં અશ્વ આવ્યો તેહ.
ઋષિતણા બાળક સાથે રમતો, આવ્યો લવ બાળ,
દ્રોતણા અંકુર તાંહા ચરતો, હય દીઠો તતકાળ.

પછે છોડયું પત્ર લલાટથી, મનમાં કરી વિચાર;
પછે વાંચી જોયું સહી રે, લવે તેણી વાર.
કહ્યું અવની માંહે એકજ વીર, કૌશલ્યા એ રામ;
તેહના અશ્વને જે બાંધસે, કરી શકો સંગ્રામ.
વળતું લવ બોલ્યો સહી, મન ક્રોધ સહ્યો નવ જાય;
કહો તો ભાઈઓ તે આગળ, વાંઝણી અમારી માય.
એવું કહી પછે તે ગયો, હય ઝાલ્યો હાથ,
વસ્ત્ર ઉતાર્યાં મઠમાં, હય બાંધ્યો કદલી સાથ.
ઋષિતણા બાળક બોલીયા, કાં તું લવ ઘેલો થાય,
કો રાજાનો હમવર હશે તે, કેમ બાંધ્યો જાય.
અશ્વ બાંધ્યો માટે અહીં, તુજને હશે ઉપઘાત;
તે માટે છોડી મેલ અશ્વ વનમાં, માન અમારી વાત.
વળતો લવ બોલ્યો સહી, ભાઇ મેં જાણ્યું સર્વ કાંઈ;
ઋષિ પત્નીને ઉદર રહ્યા તે, કાયર નિશ્ચે હોય.
હું ઉદર ઉપન્યો સીતાને, સાંભળો મારી વાત;
જો અશ્વ એ મેહેલું તો, લાજે મારી માત.

ઉથલો.

લાજે માહરી માત રે, લવે એવી વાણી કહી,
જૈમિની વાણી ઉચરે, રાય જનમેજય સાંભળે સહી.

ઢાળ.

રાઘવ તણો તાહાં અશ્વ બાંધી, ઉભો છે લવ બાળ;
આગળ થકા લક્ષ મહારથી, એવે તાં આવ્યા તતકાળ.
ઋષિ પુત્ર સહુ નાશી ગયા, એવે જોદ્ધ આવ્યા તાંહે,
એક બાળક ઉભો દેખીને, વિસ્મય થયા મનમાંહે.
મેહેલ્ય મેહેલ્ય બાળક અશ્વને, એવૂં બોલ્યા જોદ્ધ,
આજ પછી એવું આળ કરીશ માં, એ માનજે પ્રતિબોધ.
વળતો લવ એમ બોલીયો, ધરી ક્રોધ મનમાંહ્ય;
મૂજને જીત્યા વિના તહો, અશ્વ લેઈ જાશો કયાંહ્ય.
પછે જોદ્ધ વળતું બોલીયા, ધરી મનમાં અભિમાન,
જાઓ અશ્વને છોડો જઇ, એ કાં થયો અજ્ઞાન.
એક જોદ્ધ ગયો અશ્વ છોડવા, ત્યારે લવે મેહેલ્યું બાણ,
તેના હસ્ત બેહુ છેદીયા, કહ્યું જોજે જોદ્ધ પ્રમાણ.
પછે લવ ઉપર કોપ્યા સહી, સહુ જોદ્ધ તેણી વાર,
બહુ બાણ આયુધ ખડ્ગની, તેણે કરી વૃષ્ટિ અપાર.
તોએ પણ લવ તણે અંગે, પુષ્પ ભાર નવ હોય,
પંચ પંચ બાણ એકેક ઉપર, જોદ્ધ પ્રત્યે મૂકયાં સોય.
પછે સર પૃષ્ટ બાણ જ મેહેલીયાં, અતિ ક્રોધ આણી તાંહે,

ઘટાસુ ? ધજા પાચ મેઘલ૨, પાડયા તે રણ માહે.
પાચ બાણ મેહેલીને, રથ ચૂરણ કીધો સોય,
રણમાહા તવ રહી ન શકયા, સુભટ બળીયા જેહ.
જઇ શીસ નામ્યું શત્રુઘ્નને, સ્વામી સાંભળ વાત,
રણમા અગો રહ્યું ન જાયે, જે હવો મહા ઉતપાત.
પછે શત્રુઘ્ન આવ્યા સહી, મહા ક્રોધ ધરી મનમાહે,
કહ્યું બાળક મુજ આગળ થકો, તૂં હવે જાઇશ કાંહે.
ત્યારે લવે ત્યા દશ બાણ મેહેલ્યાં, દેખતાં સર્વ કોય;
તેણે છેદયા રથ સારથી, અશ્વ ધજા ધનુષ જે હોય.
બીજું ધનુષ લેઇને મેહેલ્યું, શત્રઘ્ને તતકાળ;

એવું કહી એક બાણ મેહેલ્યું, ધીરજ મનમાં હોય:
તેણે શત્રુઘ્નનું બાણ તત્ક્ષણ, દીધા[1] કીધું સોય.
પૃષ્ટ ભાગ અવની પડયું, આગલું અર્ધ વિશાળ,
તે આવી લવને વાગતાં, અવની પડયો તતકાળ.
ત્યારે શત્રુઘ્ન રાજા તણે, મન હર્ષ હવો અપાર.
વાજીંત્ર વાજે અતિ ઘણાં, થઇ રહ્યો જયજયકાર.
પછે અશ્વ છોડી રાય વળ્યો, કરથી લીધો સોય,
મુખ હસતું ચર્ણે તેહ તણે, રામનામ અંકિત હોય.

ઉથલો.

રામ નામ અંકિત દેખીને, રાજા હર્ખે હૈડે ધરે,
સર્વ સેન્યા તાં સુંપરદ કરી, હવે શત્રુઘ્ન સંચરે.

કડવું ૨૧ મું—રાગ મારૂણી.

જૈમિની કહે સાંભળ રાયરે, રાજાનું સૈન્ય પલાય રે;
તે તો લવને લેઇ જાય રે, ત્યારે શો થયો ઉપાયરે.
જૈમિનિ. ટેક
ત્યારે ઋષિનાં બાળક જેહ રે, લવને નવ દેખે તે તાંહે રે;
ત્યારે મુજવા લાગી દેહ રે, સીતા કને આવ્યા તેહ રે.
જૈમિનિ.
શું કહૂં માતા નિરધાર રે, કોઇ રાજાતણો તોખાર રે;
લવે બાંધ્યો વન મોઝાર રે, બહુ સૈન્ય આવ્યું તે ઠાર રે. જૈમિનિ.

---

૧ બે કકડા.

ઘટાસુ ? ધજા પાચ મેઘલ[1], પાડયા તે રણ માંહે.
પાંચ બાણ મેહેલીને, રથ ચૂરણ કીધો સોય,
રણમાંહાં તવ રહી ન શકયા, સુભટ બળીયા જેહ.
જઇ શીસ નામ્યું શત્રુઘ્નને, સ્વામી સાંભળ વાત,
રણમાં અમો રહ્યું ન જાયે, જે હવો મહા ઉતપાત.
પછે શત્રુઘ્ન આવ્યા સહી, મહા ક્રોધ ધરી મનમાંહે;
કહ્યું બાળક મુજ આગળ થકો, તૂં હવે જાઇશ કાંહે.
ત્યારે લવે ત્યાં દશ બાણ મેહેલ્યાં, દેખતાં સર્વ કોય;
તેણે છેદયા રથ સારથી, અશ્વ ધજા ધનુષ જે હોય.
બીજું ધનુષ લેઇને મેહેલ્યું, શત્રઘ્ને તતકાળ;
નારાચ નાલિક અનુપમ વળતી, બાણ ભલાં વિશાલ.
પછે ગંધ પત્ર ગ્રહીને, એહેવું બોલ્યો રાય;
શેં ન જાયે એ જીવતો બાળક, દેખી મુજને દયાથાય.
એહેવૂં કહેતાં લવે એક, મેહેલીયું બાણ વિશાળ;
તેણે શત્રુઘ્નનું શિર દીધા કીધું, તેહ પડયા તતકાળ.
પછે રાજાએ એક બાણ લીધું, ક્રોધ પુરી મનમાંહે.
જેણે આગળ લવણ દૈત્યનો, રણમાં આણ્યો તો કાળ.
રવિ તેજ સરખું દેખતાં, લવ કોપીયો મનમાંહે,
હું શૂં કરૂં જો આંણે સમે, આજ નહીં કુશ આંહે.
મારી જનેતા પતિવ્રતા હોય, સીતા ચતુર સુજાણ,
તો મારે કરે રાજાતણું ભાઇ, છેદાજો એ બાણ.

---

[1] હાથી.

એવું કહી એક બાણુ મેહેલ્યું, ધીરજ મનમાં હોય;
તેણે શત્રુઘ્નનું બાણુ તત્ક્ષણ, દીધા[1] કીધું સોય.
પૃષ્ઠ ભાગ અવની પડ્યું, આગલું અર્ધ વિશાળ,
તે આવી લવને વાગતાં, અવની પડયો તતકાળ.
ત્યારે શત્રુઘ્ન રાજા તણે, મન હર્ષ હવો અપાર,
વાજીંત્ર વાજે અતિ ઘણાં, થઇ રહ્યો જયજયકાર.
પછે અશ્વ છોડી રાય વળ્યો, કરથી લીધો સોય,
મુખ હસતું ચર્ણે તેહ તણે, રામનામ અંકિત હોય.

ઉથલો.

રામ નામ અંકિત દેખીને, રાજા હર્ખે હૈડે ધરે,
સર્વ સેન્યા તાં સુંપરદ કરી, હવે શત્રુઘ્ન સંચરે.

કડવું ૨૧ મું—રાગ મારૂણી.

જૈમિની કહે સાભળ રાયરે, રાજાનુ સૈન્ય પલાય રે;
તે તો લવને લેઇ જાય રે, ત્યારે શો થયો ઉપાયરે.
જૈમિનિ. ટેક
ત્યારે ઋષિનાં બાળક જેહ રે, લવને નવ દેખે તે
તાંહે રે;
ત્યારે ધ્રુજવા લાગી દેહ રે, સીતા કને આવ્યા તેહ રે.
જૈમિનિ.
શું કહૂં માતા [illegible]રધાર રે, કોઇ રાજાતણો તોખાર રે;
લવે બાંધ્યો વન મોઝાર રે, બહુ સૈન્ય આવ્યું તે
ઠાર રે. જૈમિનિ.

---

૧ બે કકડા.

તેશું જુદ્ધ કીધું અપાર રે, એક છોકરાએ નવ કહેવાય રે;
એહ લવને લેઇ જાય રે, આપણ કેમ રહીશું માય રે. જૈમિનિ.
એવાં વચન સુણી નિરધાર રે, મન આણ્યું દુઃખ અપાર રે;
વૈદેહી કરે મન વિચાર રે, શો દૈવે ઘડયો પ્રકાર રે જૈમિની
મારો કુંવર મળશે કયાંહ્યરે, જો હું ધીરજ ધરૂં મનમાંહ્ય રે.
તો તે પુણ્ય થકી કહું આંહ્ય રે, આરોગ્ય હજો લવ તાંહ્યરે. જૈમિનિ.
જાહાં લગે આવે કુશ ભ્રાત રે, લવને નાં હશો ઉપઘાત રે;
કુશ આવ્યો એવી કરતાં વાત રે, કહ્યું કાં દુઃખ આણો મારી માત રે. જૈમિનિ.
પછે વળતું બોલ્યાં માત રે, પુત્ર સાંભળ સત્ય ઉપાય રે;
એ લવને લેઇ જાય રે, તુજ વિના કોણ વ્હારે ધાય રે. જૈમિનિ.
વળતો કુશ કહે છે વાત રે, માતા કાં કરો આંસુપાત રે;
કવચ આયુધ આપો માત રે, મેહેલાવૂં મારો ભ્રાત રે. જૈમિનિ.
આપ્યાં કવચ આયુધ તતકાળ રે, કર્યૂં કુંકુમ તિલક વિશાળ રે;

કંઠે આરોપી મોતીની માળ રે, કહ્યું કુશળ હલ્લે તૂને
બાળ રે. જૈમિનિ.
જઇ સીતાને લાગ્યો પાય રે, મનમાં અતિ હર્ષ ન
માય રે;
પછે વનમાં વેગે જાય રે, તેનું યુદ્ધ કેઇ પેરે થાય રે.
જૈમિનિ.

કડવું ૨૨ મું—રાગ. વેરાડી.

જૈમિનિ કહે જનમેજયરાય, લવ બાળકને લેઇને
જાય;
કુશ માર્ગ જોતો અતિ ઘણું, દીઠું સૈન્ય શત્રુઘ્ન તણું.
ધરી ક્રોધ કુશ બોલ્યો તાંહે, રહો જોદ્ધા જાશો કાંહે,
મારા ભાઇને મેહેલો સહી, નહીં તો જુદ્ધ કરો રણ
રહી.
એવું વાયક સાંભળતાં સોય, વળી સુભટ કોપ્યા
સર્વ કોય;
તે સમે ગ્રધ પક્ષી જેહ, જોદ્ધને શીર બેઠાં તેહ.
ભય પામ્યા સુભટ સહુ, પડયા મુકટ ધનુષ આયુધ
બહુ;
પ્રકટાવ્યો તિમિર તતકાળ, એવે સમીપ ગયો તે
બાળ.
પામ્યો પવન પછે સ્થિરપણું, એવે મુખ દીઠું શત્રુઘ્ન

સ્વામી અશ્વ આપણો જેહ, બાંધી શકે ભૂપત નહીં તેહ,
એક બાળકે બાંધ્યો તુરી, સૈન્ય સકળ પાડયું જુદ્ધ કરી.
શત્રુઘ્ન મહા બળીયા જેહ, પામ્યા રણ મૂર્છાગત તેહ,
એવું વાચક સાંભળી તાંહે, દુઃખ ધરે રાઘવ મનમાંહે.
તવ બોલ્યો તાં લક્ષ્મણ વીર, સુણો સ્વામી રાઘવ રણધીર,
તારા ચર્ણ પ્રતાપે કરી, સ્વામી હું આંહાં લાવું તુરી.
(પછે) રામ આજ્ઞા લઇને જાય, તેના યુદ્ધનો કહું મહિમાય.

કડવું ૨૩ મું—રાગ ધન્યાશ્રી.

જૈમિનિ વાણી ઉચરે, સુણ જનમેજય રાય;
લક્ષ્મણ તાં ચાલ્યો સહી, આનંદ અંગ ન માય.

ઢાળ.

(તેનો) આનંદ અંગ ના માય સાથે, સૈન્યનો નહીં પાર;
અનેક ગજ રથ હય ઘણા, રથ કનકના બહુ સાર.
એવું સૈન્ય લેઈ સંચર્યો, લક્ષ્મણ મહા રણવીર;
તાં સુભટ માત્ર તણાં છે રે, રણ વિષે મન ધીર.
તુંબર ને રક્ત ધ્વજ તે, સુભટ સર્વને હોય;
દળ ઉપર દળ લક્ષ્મણનું, સંચર્યું મારગ આવી સોય.

મહા સાયર નદી એક ગામની, મારગ આવી જેહ;
લક્ષ્મણુતણું દળ સર્વ ઉતરતાં, સુકાયું જળ તેહ.
ગિરિ પ્રૌઢ ખરીએ ચૂર્ણ થયા, એમ સૈન્યા ચાલી સોય,
ત્યારે રજ ઉડી આકાશે ગઈ, તેણે મેઘ શ્યામતા હોય.
એક જોજન છાશીતણું, માર્ગે હતું વન વિશાળ,
લક્ષમણુ તણું દળ આવતાં, શત ખંડ થયું તતકાળ.
એણી પેરે ત્યાં લક્ષમણુ તણું, સર્વ સૈન્ય આવ્યું તાંહે,
જાહાં શત્રુઘ્ન આદે લેઇ, સર્વે પડયું છે જાંહે.
કુશ કહે રણમાં આપણે, શું કરવૂં ઘટે ભ્રાત,
વળતો લવ બોલ્યો સહી, સુણુ વીર મારી વાત.
રથ બાણુ છેદી એહને, હાર પમાડૂં તતકાળ,
સિંહની આગળ બાપડા કેમ, રહી શકે શિયાળ.
લવે ધનુષની પ્રતંચા, સૂરજની કીધી સોય,
દિનકરે આપ્યું તવ સહી, હેમકાંત સરખું હોય.
પછે વૃષ્ટિ કરતા સર તણી, સેન્યામાં આવે જાય
દોહોદશ થકૂં દળ આકળે, આકુલ વ્યાકુલ થાય.
ચંદ્રે તાંહાં ચાલ મેહેલી, અને સાયર થયો પરબેમ,
તેહનું તળ ઉપર જળ થયું, સર્વ સૈન્ય કીધૂં તેમ.
તે અર્ધ જોજન સૈન્ય નાઠું, થયું મહા વિરાણુ,
ત્યારે કાસજીન પ્રધાન આવ્યો, મેહેલ્યાં તે બહુ બાણુ.
તે પુઠળ શત બ્રહ્મ સેન્યા, આવી ત્યાં તતકાળ,
ત્રણે રણમાંહાં વીંટયો, નાંનડીયો લવ બાળ.

જૈમિનિ વાણી ઉચરે, સુણ જનમેજય રાય,
વિસ્તાર કહુ એક સૈન્ય, બ્રહ્મતણો કહું ઉપાય.
દશ સહસ્ત્ર ગજ રથ સહસ, હય રથ સોય,
શત કોટી પાલા સહિત એ, બ્રહ્મતણી સંખ્યા હોય.
કો બાણ મેહેલે પૂછને, ખાંડુ આયુધ સોય,
તે પણ લવતણે અંગે, પુષ્પ ભાર નવ હોય.
પછે લવે બાણ જ મેહેલીયું, રાય જનમેજય અવિધાર,
ચાર બ્રહ્મ સૈન્ય માર્યું, હેલામાં માત્ર મોઝાર.
ત્યારે લવ જુએ પાછો ફરી, કુશને નવ દેખે તાંહે,

લક્ષ્મણે છેદયો મુકટને, વળી કવચ તેણી વાર,
કુશ કહે તેં વારૂ કર્યું, તેં માગે ટાળ્યો ભાર.
પછે અથર્વેદ મંત્રે કરી, અગ્ન્યાસ્ત્ર મેહેલ્યુ સોય,
તેણે સેન્ય લાગ્યું દાઝવા, લક્ષ્મણતણું બહુ કોય.
વરૂણાસ્ત્ર મેહેલી લક્ષ્મણે, અગ્ન્યાસ્ત્ર છેદયુ તાંહ્ય,
વાવાસ્ત્ર મેહેલી ભંગાણ પાડયુ, કુશે તે રણમાંહ્ય.
ત્યારે કાળજીત લક્ષ્મણ પ્રત્યે, બોલ્યો કરી પ્રણામ,
રણ વિષે સ્વામી હું પડું ત્યારે, તું કરજે સંગ્રામ.
ત્યારે આવ્યો રણ માહે, ગર્વ વાયક બોલ્યો તેહ,
કુશ કહે મેં જાણ્યું સહી, તાહરૂં પરાક્રમ એહ.
જેમ અજા કંઠે પયોધર, દૂધ વારૂ[1] ના હોય,
વળી કહ્યો જેમ બોર રાતા, તેમ તારૂ પરાક્રમ સોય.

જૈમિનિ વાણી ઉચરે, સુણ જનમેજય રાય,
વિસ્તાર કહુ એક સૈન્ય, બ્રહ્મતણો કહું ઉપાય.
દશ સહસ્ર ગજ રથ સહસ, હય રથ સોય,
શત કોટી પાલા સહિત એ, બ્રહ્મતણી સંખ્યા હોય.
કો બાણ મેહેલે પૂજીને, ખાંડુ આયુધ સોય,
તે પણ લવતણે અંગે, પુષ્પ ભાર નવ હોય.
પછે લવે બાણુ જ મેહેલીયું, રાય જનમેજય અવિધાર,
ચાર બ્રહ્મ સૈન્ય માર્યું, હેલામાં માત્ર મોઝાર.
ત્યારે લવ જુએ પાછો ફરી, કુશને નવ દેખે તાંહે,
એવે ધનુપ રાક્ષસ હરી ગયો. કુશને ક્ષણું માંહે.
ત્યારે લવે જાણ્યું મારશે, મનમાં ભયાતુર હોય,
અવની થકો એક ચક્ર ગ્રહી, આકાશ ઉડયો સોય.
ત્યારે દશરથ રાયનો, સુગ્રીવ જે પ્રધાન,
દશ પુત્ર તેના આવીયા, મનમાં ધરી અભિમાન.
તેણે તાંહાં લવ ઉપરે, દશ દશ મૂકયાં બાણ,
ત્યારે ચક્ર છેધ્યું લવતણું, કહ્યું જોજે જોદ્ધ પ્રમાણ.
પછે લવે હેઠો ઉતરી, એક ગ્રહી ભોગળ તાંહ્ય,
તેણે પ્રહાર અતિ ક્રોધે કર્યો, દશ પડયા તે રણમાંહ્ય.
પછે ધનુપ રાક્ષસ આવી રણમાં, વિમાસ્યું મન સાથ,
એક કુત ? ગ્રહી શિર છેદીયું, પછે ધનુપ લીધું હાથ.
ત્યારે સુભટ સઘળે આવીને, લવને વીંટયો તાંહે,
ત્યારે કુશે દીઠો વીર લક્ષ્મણ, વિકાર્યો રણમાંહે.
પાંચ બાણ મેહેલ્યાં લક્ષ્મણે, તે કુશે છેદયાં સોય,
રથ ફેરવ્યો બે ઘડી, સુભટ વિસ્મે હોય.

લક્ષમણે છેદયો મુકટને, વળી કવચ તેણી વાર,
કુશ કહે તેં વારૂ કર્યું, તેં મારો ટાળ્યો ભાર.
પછે અથર્વેદ મંત્રે કરી, અગ્ન્યાસ્ત્ર મેહેલ્યુ સોય,
તેણે સૈન્ય લાગ્યું દાઝવા, લક્ષમણતણું સહુ કોય.
વરૂણાસ્ત્ર મેહેલી લક્ષમણે, અગ્ન્યાસ્ત્ર છેદયું તાંહ્ય,
વાવાસ્ત્ર મેહેલી ભંગાણ પાડયુ, કુશે તે રણમાંહ્ય.
ત્યારે કાળજીત લક્ષમણ પ્રત્યે, બોલ્યો કરી પ્રણામ,
રણ વિષે સ્વામી હું પડું ત્યારે, તું કરજે સંગ્રામ.
ત્યારે આવ્યો રણ માંહે, ગર્વ વાયક બોલ્યો તેહ,
કુશ કહે મેં જાણ્યું સહી, તાહરં પરાક્રમ એહ.
જેમ અજા કંઠે પયોધર, દૂધ વારૂ[1] ના હોય,
વળી કરણે જેમ બોર રાતાં, તેમ તારૂ પરાક્રમ સોય.
એવું કહીને કુશે મેહેલ્યુ, એક બાણ વિશાળ,
તેણે છેદી રસના રથ થકી, સૈન્ય કર્યો તતકાળ.
તેણે જુગ્મ અગ્ર કુશતણે કર, મેહેલ્યા ધરી મન રીસ,
પછે અર્ધ ચંદ્ર કુશે મેહેલી, છેદયું તે તણું શીષ.
વળી લક્ષમણ આવીયો, કરી બાણ વૃષ્ટિ અપાર,
કુશે તે છેદયા તતક્ષણ, તતકાળ તેની વાર.
પછે વાલ્મિકે શીખવ્યાં તે, પાંચ મેહેલ્યાં બાણ,
તેણે મૂર્છાગત થઇને પડયો, વીર લક્ષમણ સુજાણ.

---

૧ સારૂં, મીઠું

પછી બ્રાહ્મી સૈન્ય હણ્યું લવે, મેહેલાવ્યો રણમાં રહી,
હવે અજોદ્ધામાં રામજી તે, ભરતને કહે છે સહી.

કડવું ૨૪ મું—રાગ દેશાખ.

ભરત શું બોલ્યા રઘુરાય, મારૂં મન વિસ્મય થાય,
આજના સ્વપ્ના કેરો કહો ઉપાય. ભરત. ટેક
મેં દીઠી વિપરીત વાત, રણમાંહે હવો ઉતપાત,
સૈન સંગાતે પડયો લક્ષ્મણ ભ્રાત. ભરત.
મેં સ્વપ્નામાં દીઠું એમ, કદાચ જો હશે તેમ,
તો તે ભાઈનું દુઃખ ખમાશે કેમ. ભરત.
હવે ભાઈ તમે સંચરો તાંહે, વહેલો અશ્વ મોકલો આંહે
યજ્ઞ અડશે બે દિન રયણમાંહે. ભરત.
સૈન્ય સાથે લો અનંત, નલ નીલ ને જાંબુવંત,
અંગદ સુગ્રીવ વિભીષણ હનુમંત. ભરત.
વીર તમો તાંહાં વઢજો, લક્ષ્મણ ભાઈને એટલું કહેજો,
બાળક બેઉ બાંધીને લેઈ આવજો. ભરત.
ગમે આયુષ્ય આપ્યું જેહ, નાઠા વીર રણમાંથી જેહ,
(તેણે સમે) પ્રભુ પ્રત્યે આવી બોલ્યા તેહ. ભરત.
સાંભળો રાઘવ રણધીર, હવું જુદ્ધ ગંગાને તીર,
શત્રુઘ્ન પાસે પડયા લક્ષ્મણ વીર. ભરત.
બે બે બાળકનું બળ ઘણું, સૈન્ય સકળ વઢયું આપણું,

૧ રાત.

હવે કારજ તમ તણું. ભરત.
એવી વાણી સુભટે કહી,મૂર્છાગત પ્રભુ હવા સહી,
કેકયી કુંવરે ઉઠાડયા પ્રતિ ગ્રહી. ભરત.
એવાં પાપ હોય જેહને, દંડ કીધો જોઈએ તેહને,
આજ એ હું દિક્ષા મેલી યુદ્ધ કરૂં. ભરત.
( સ્વામી ) લક્ષ્મણનું દુઃખ ન ધરો રતી, દેહ તજવો તેને ઇચ્છા હતી,
જઈ મેળી આવ્યો વન સીતા સતી. ભરત.
વણુ અપરાધે સીતા તજી, અણુ ઘટતું કીધું રામજી,
તો તાં રણમાં જઈ ઇચ્છીએ શુંય. ભરત.
રામ કહે ભાઈ ટહો મુજ સોય, કોણ તે બાલક હોય,
અંગદ કહે સીતાના સુત નહીં હોય. ? ભરત.
અંગદનાં વાયક સાભળી, મનમાંહાં ઉપની રળી,
(ભરતને) આજ્ઞા આપી રણમાં સંચરો બળી. ભરત.

કડવું ૨૫ મું-રાગ કેદારો.

રામ તણી આજ્ઞા જેહ રે, ભરતે સત્ય માની તેહ રે,
અનિ સ્નેહ વાયક પ્રભુનાં મન ધરી રે.

ઢાળ.

સ્નેહ વાયક મન ધરી, રથે બેઠા તેણી વાર,
સૈન્ય સાથે અસંખ્ય લીધું, તેનો કેહેતા ન લાગે પાર.
નળ નીલ જાંબુવંત હનુમંત, આદે દેહી જેહ,
ભૂતલ માર્ગ નં માયું દળ, ગંગા તીરે આવ્યું તેહ.

એમ કરતાં રણ માંહે પોહ્યા, સૈન્ય પડ્યું છે જાંહે,
વિસ્મય થયા હનુમાન પ્રત્યે, ભરત કહે છે ત્યાંહે.
મહા નદી વહી રૂધીર તણી, ઉતરી જુએ હનુમંત,
કાંહાં પડયા છે લક્ષ્મણ ને, શત્રુઘ્ન મહા બળવંત.
સ્વામી સીતા સામો સન્મુખ ગયો, સમુદ્ર તર્યો ક્ષણ માંહે,
આજ પ્રાણ મુજ માતા થશે, કાંઇ બળ ન ચાલે આંહે.
રામ રામ રણ માંહે કરી, પછી ઉતર્યો પેલી તીર,
જુએ તો શત્રુઘ્ન પાસે, પડયો લક્ષ્મણ વીર.
હનુમંત બેહુને ગ્રહી, લાવ્યો સેના માંહે,
શીઘ્ર થઇ પછી યુદ્ધ કરવા, ભરત સંચર્યો તાંહે.
રામ તણું જેણે સૈન્ય હણ્યું, કહું કયાં ગયા રે તેહ,
એવું સાંભળી સાહામા આવ્યા, લવ કુશ બંધવ જેહ.
કુશે બાણ મેલી ગજ રથ અશ્વ, હણ્યા તે રણ માંહે,
લવને ખડગે મહા મોટા, સુભટ પડયા રણ માંહે.
પછે પગ હયવરના રણમાં, છેદયા હસ્તીના ચર્ણ,
અનેક સુભટ કેરાં ક્ષણમાં, છેદયાં વસ્ત્ર આભ્રણ.
( ત્યારે ) પવન પુત્ર કહે જુઓ ભરત, એને રામ અંકિત હોય,
તે માટે જતન કરીને, બેહુ બાળક કર ગ્રહીએ સોય.
ત્યારે લવ કહે અશ્વ જાળવો ભાઇ, કહું છું સીધી વાત,
હવે સૈન્ય હણું હેલા માત્રમાં, તો જાણજે તારો ભ્રાત.

કુશ કહે શત્રુ તણું સેન્ય તે, મુજ આગળ કુણ માત્ર,
ભરત કહે શેં ન જાય જીવતા, ભેદીશ તુજ શિરગાત્ર.
કુશે બાણ મહેલી રથ છેદયો, ભરત તણો તાંહાં જેહ,
શત બાણે હનુમંત વિંધી, વ્યાકુળ કીધો તેહ.
પછે નલ નીલ જાંબુવંત ઉપર, બાણ વૃષ્ટિ કરી તાંહે,
મોહાસ્ત્ર મેહેલી મૂર્છાંગત હવો, ભરત પડયો રણમાંહે.
પછે હનુમંતે એક પર્વત નાખ્યો, કુશ ઉપર અવશ્યમેવ,
એક બાણે ગિરિ ચૂર્ણ કર્યો રે, દેખતાં તતખેવ.
પાંચ બાણે મૂર્છાંગત હવો, હનુમંત વીર સુજાણ,
ભાગ્યૂં સૈન્ય ભરતતાણું, રણમાં પડયું ભંગાણ.
કુશ કુંવરને બાણે સહુ, રણ રહી શકયા નવ જેહ,
તાહાંથકા નાઠા ગયા અયોદ્ધા, રામ પ્રત્યે કહે તેહ.

ઉથલો.

શ્રી રામપ્રત્યે કહે સ્વામી, અરિષ્ટ થયું રણ માંહ રે,
ભરતને હનૂમાન આદે, લેઇ પડયું સર્વકો તાંહ રે.

કડવું ૨૬ મું—રાગ સામેરી.

જૈમિનિ કહે એવું સાંભળી, વિમાસ્યું મન માહે,
અસંખ્ય દળ લેઇ કરી, રઘુનાથ આવ્યા તાંહે.
તાંહાં જુએ તો દિશેદશ, દળ પડયું પોતાનું જેહ,
એવે આગળ આવી રહ્યા, લવ કુશ બંધવ તેહ.

રઘુનાથજી એમ ઉચરે, બાલકે આવો આંહિ,
તમો કહો રે મુજને કોણ છો, આશ્રમ તમારો કયાંહિ.
કુશ કહે એ પૂછયા તણું, તમારે શું છે કામ,
એ ધર્મ ન હોય ક્ષત્રી તણો, પૂછી કરે સંગ્રામ.
એવું સાંભળી પછે ધનુષ, રામે લીધું તતખેવ,
સંગ્રામ એહેવો કરૂં જે, તુષ્ટ થાય સર્વ દેવ.
વળતો કુશ કહે રાય સુણો, સીતા અમારી માય,
વાલ્મિકે વિદ્યા ભણાવી, કરી પરમ કૃપાય.
એ વાત પૂછયા તણો, મને કહો સર્વ પ્રકાર,
હવે શીઘ્ર થઈ અજોદ્ધા પતિ, તમે કરો જુદ્ધ અપાર.
પછે શ્રી રામે મનમાં જાણ્યું, મારા પુત્ર હોય એહ,
હું તો યુદ્ધ કારણ આવીયો, ધિક પડો મારી દેહ.
પછે સુગ્રીવને પૂછ્યું સહી, એ કવણ બાળક હોય,
એ આપણું સહુ દળ હણ્યું. જોદ્ધા હણ્યા સર્વ કોય.
સુણી સુગ્રીવ વળતું એમ વદે, તમે સાંભળો સ્વામી એહ,
એ કુંવર છે એ તમારા, એમાં નહીં સંદેહ.
પછે સુગ્રીવે પારખું જોવા, મેહેલ્યું વૃક્ષ વિશાળ,
કુશે તીલતીલ ખંડ કીધું, દેખતાં તતકાળ.
નીલ ઉપર સાત બાણ, મહેલ્યાં તાં તતખેવ,
તેનું રૂધીર જ્યાં જ્યાં પડે તાં, સહસ્ર થાય અવશ્યમેવ.
જલકાસ્ત્ર બાણે કરી. હણ્યા નીલ સર્વ કોય,
અવની માંહે એક રામ છે, તે કાંહાં ગયો રે સોય..

એવું કહેતાં શ્રીરામજીએ, મેલ્યું કાળાનલ જે બાણ,
નિષ્ફળ થયું બાણ ભાગી ગયું, અવની પડયું નિર્વાણ.
રઘુનાથે જે જે બાણ મૂકયાં તે, સર્વે (પૂત્રે) છેદયાં સોય,
તે બાણ તત્ક્ષણ ભાગી નાખ્યાં, તે અમર કૌતુક જોય.
પછે સ્મર્ણ કરી સીતાતણુ, એક મોહાસ્ત્ર મૂકયું બાણ,
તે બાણે મૂર્છાગત હવા, શ્રી રામજી નિરવાણ.
પાંચે મુકટ કુંડળ ઉતાર્યાં. કંઠેથી લીધો હાર,
વળી વસ્ત્ર આભૂષણ ધનુષ લીધાં, કુશ કુંવરે તેણી વાર.
નલ નીલ જાંબુવાનને, વળી પરાક્રમી હનુમાન,
સીતા કને બાંધી લાવ્યા, સુભટ મહા બળવંત.
આનંદલેર બંધવ બેહુ, આવીને લાગ્યા પાય,
હનુમાનને દેખી કરીને, મન વિમાસે સીતા માય.
હનુમાન મુજને દેખશે તો. જશે તત્ક્ષણ પ્રાણ,
તે માટે થાનક મેળી આવો, કુંવર ચતુર સુજાણ.
એવૂં સાંભળી સ્થાનક વિષે, પછે મેહેળી આવ્યા સોય,
પછે દેખાડયા શણગાર સીતાને, રામ અંગના જે હોય.
તે દેખતાં સીતા સતી, ઘણું કર્યું આંસુપાત,
સાગ પુત્રો એ તમો શું કર્યું, પતિ રહિત કીધી માત.
એ તો અજોધ્યાનો ગણીયો, શ્રી રામ તમારો તાત,
પુત્ર તેહની રણ વિષે, તમે કેમ કરી ઉપઘાત.
લવ કુશ કહે પહેલાં અમો, એવૂં ન જાણ્યું માય,

વાલ્મિક ઋષિ એવે પધાર્યો, મનમાંહાં વિસ્મય થાય.

ઉથલો.

મનમાં વિસ્મય થયા ઋષિજી, તેમાં કંઇ સંદેહ નહીં,
જૈમિનિ કહે બાળક બેહુ, આવી પાયે લાગ્યા સહી.

કડવું ૨૭ મું—રાગ. મેઘપોટી.

જૈમિની વાણી એમ ઉચરે, સુણ જનમેજય રાયજી,
બાળક બેહુ ઘર થકી, ઋષિને કહે ઉપાયજી.
પછે ઋષિ સાથે આવ્યા, જહાં થયો છે સંગ્રામજી,
તાંહાં દીઠા ભરત શત્રુઘ્ન, લક્ષ્મણ ને શ્રીરામજી.
વાલ્મિક કહે પુત્રો એહને, કેમ કરી ઉપઘાતજી,
સ્વામી અમને વશંસો પડીયો, પહેલાં ન જાણી એ વાતજી.
પછે વાલ્મિકે તે સ્થાનમાં, કીધો અમૃતનો અભિષેકજી,
તાંહાં રામચંદ્ર બેહુ આદે લેઈ, ઉઠયા એકે એકજી.
પછે લવ કુશ બેહુ લગાડયા, દશરથ નંદનને પાયજી,
એ બાળક બંનો તમારા સ્વામી, સાંભળ રાઘવરાયજી.
પછે રાઘવ મનમાં ઘણું હરખ્યાં, બાળક દેખી તાંહેજી,
પછે રામ સીતા સુત પરવર્યાં, આવ્યાં અજોધ્યા માંહેજી.
પછે પૂરણ યજ્ઞ હવો સહી, આનંદ અંગ ન માયજી,
જૈમિનિ વાણી એમ બોલે, સુણ જન[illegible]યજી.

અંગે વળી બભ્રુવાહન ને, અર્જુનતણો સંગ્રામજી.
આઠ કથા જે તેં મને પૂછી, તુજને સંભળાવી તેહજી,
જૈમિનિ કહે જનમેજય રાજા, ઉત્તમ આખ્યાન એહજી.
રામચરિત્ર ગાતાં સાંભળતાં, પહોંચે મનની આશજી,
સંસારનાં સર્વે દુઃખ વામે, પામે વૈકુંઠ વાસજી.

કડવું ૨૮ મું-રાગ રામગ્રી.

લવ કુશ તણું આખ્યાન, કથા પ્રત્યે વૃત્તિ નિધાન,
અનેક ચરિત્ર શ્રી રાઘવ તણાં, સેવકને સુખ આપે ઘણાં.
ઉત્તમ રાગ વેણી ચોવીશ, પૂરણ કડવાં અઠયાવીશ,
હરિ કથા મન થયો ઉલ્લાસ, પદ પાંચસોને પચીશ.
આદ્યે કવિજન મોટા હવા, તેણે ગ્રંથ કીધા અભિનવા,
તેહતણો આધાર જ ગ્રહી, બુધમાને મુખ બોલ્યો સહી.
ગુરૂ કૃપા હવી અતિ ઘણી, તેણે આશ પોતી અમતણી,
કહ્યું એ ચરિત્ર લવ કુશ તણું, રૂદે કમળમાં રાખજો ઘણું.
નર નારી જે કો સાંભળે, તેનાં પ્રાતિક સર્વે ટળે,
ગાતાં મન ઉપજે ઉલ્લાસ, બેહુ કર જોડી કહે વિષ્ણુદાસ.

# કવિ મેગળ[૧]



## નાસિકેતાખ્યાન.

કડવું ૧ લું—રાગ કેદારો.

બેહુ કર જોડી શંભુ સુતને, પ્રથમ કરૂં પ્રણામ,
અંધકાર અઘ તનથી નાશે, જપતાં હરિનું નામ.
તેહતણા ગુણ હું સંભારૂં, આણી મન ઉલ્લાસ,
વિઘ્ન રહિત અવિચળ મતિદાતા, કર જોડી કહે દાસ.
બ્રહ્મ કુમારી સમરૂં અંતરે, ચરણે નામી શીષ,
જેહ તણો તો પાર ન પામે, જપતા સુર તેત્રીશ.
હું મૂર્ખ મતિ મંદ માનવી, કંઇ નવ લહું વિચાર,
કાલો ઘેલો સેવક જાણી, આપો મા આધાર.
શ્રી રઘુનાથ તણાં પદ વંદુ, ધરૂં હૃદેમાં ધ્યાન,
રામ કૃપાએ કરી કહું છું હું, નાસિકેત આખ્યાન.
જેથી વાણી શ્રવણે સુણતાં, ન રહે સંદેહ,
દર્શને જેને બહુ ભવ કેરાં, પાતક છૂટે તેહ.
તેહ તણે પસાયે કરીને, કહીશ કથા એ સાર,
પંડિત કોય ખોડ મ દેશો, દેખી બાળ કુમાર.
નૈમિષ નામે ક્ષેત્ર મનોહર. તીર્થ માંહે પાવન,

---

૧ આ કવિનું રચેલુ ધ્રુવાખ્યાનનું કાવ્ય હજુ છપાયું નથી લખેલી પ્રત હાથ આવી છે તે બીજી પ્રત જડયા પછી પાઠાન્ર મેળવી હવે પછીના ભાગમા છપાવવા વિચાર રાખ્યો છે

ત્રેયુગને ભયે સહસ્ર અઠ્યાસી, મળ્યા ત્યા મુનિજન.
યો અન્ય સર્વ ઋષિશ્વરે, માંડ્યા પ્રશ્ન અપાર,
ન પ્રત્યે શાનક પૂછે છે, વનીતા સુત વિસ્તાર.
તા સુત એણી પેરે બોલ્યા, સુણીએ શાનક એહ,
કથા કહી શ્રી કૃષ્ણે, ગરૂડ પ્રત્યે તેહ.
ક વારને સમે નિજ સ્થાનક, બેઠા શ્રી રઘુનાથ,
ક શનકાદિક નારદ મળીયા, નદ સુનંદ સાથ.
કે ચરણે ગ્રહી ખગપતિ, બાલ્યો કોમળ વાણી,
દ લોક મેં નયણે નિરખ્યાં, સમરથ સારંગ પાણી.
ણ એક સંયમની નગરી, ન લહું તેહનો ઠામ,
વેષય પંથ તે કેવો છે જી, કહીએ મુજને સ્વામ.

કડવું ૨ જું—રાગ આશાવરી.

વળતા ઋષિ બોલે એહ, મારા મનમાં સદેહ,
તેને ભાગો સ્વામી, વિધિએ કરી રે.

ઢાળ.

વિધિએ કરીને ભાંગો સ્વામી, સંદેહ મારો એહ,
વળી વળીને કરૂં વિનતિ, અવિધારો પ્રભુ તેહ.
ઉત્તમ પુરૂષ અને દુરાત્મા, તે કેવી ગતીએ જાય,
સાધુ પુરૂષ કેવાં સુખ પમે, પાપી કેમ પચાય.
તે તો મુજને કહો સ્વામી, કરૂણા નીધિ ભગવાન,
ઇચ્છા મનમાં અતિ ઘણી મુને, સંભળાવો આખ્યાન.
જેમ નિર્ધનને ક્ષુધા પ્રપીડે, વાંછે સંપત્તિ સાર,
તેમ મુજને એ કથા સુણવા, ઉલટ અંગ અપાર.

જેમ નિર્ધન બહુ ધનને પામે. હોય મન આનંદ,
તેમ ટાળી સંદેહ જીવનો, કોણુ ભાંજે ગોવિંદ.
વળી વળી તે કરૂં વિનતિ, પૂરો મનની આશ,
બીરદ તમારૂ આગે એવું, દયાવંત અવિનાશ.
વચન સુણી વનીતા સુતકેરૂં. મન હરખ્યાં તેણી વાર.
ધન્ય ધન્ય કસ્યપના નંદન, સફળ તુજ અવતાર.
ગરૂડે એવું પ્રશ્નજ પૂછયું. સ્વામી પ્રત્યે આજ,
કંથા કહી કૃતારથ કીજે. સ્વામી શ્રી મહારાજ.
શુક શનકાદિક વાસવ શંકર, શેષ નાગ તે જેહુ.
એહ તરસ્યા હરિના ગુણુના, પાવન થવા દેહ.
આજ અમોને પ્રત્યક્ષ સન્મુખ, વાણી શ્રી ભગવંત.
ધન્ય ધન્ય જીવતર અમારૂં, ધ્યાન ધર્યું જે શાંત.
સુત કહે એક ચિન્તે શૌનક, સાંભળજો સંક્ષેપ.
તત્પર થઈ ઋષિ સૌ બેઠા. કરી સુગંધ ચંદન લેપ.

કડવું ૩ જું—રાગ આશાવરી.

ગરૂડ વચન શ્રવણે ધરી, વળતા બોલ્યા નરહરિ.
ઉચરે વાણી શ્રીહરિ, નરહરિ રે.

ઢાળ.

નરહરિ શ્રી મુખે વાણી બોલ્યા, ગરૂડ પ્રત્યે તેણી વાર,
પાપી જન યમ સદન પામે, તે કહું તુજ વિસ્તાર.
વળતા શ્રી હરિ એણી પેર બોલ્યા, સાંભળ એકે મન,
લક્ષ ચોરાસી ભ્રમણુ કરીને; આવે મનુષ્ય જન્મ.

પુનર્પિ મનુષ્ય કેરે રૂપે, પાપ કરે અદ્ભૂત,
અંતકાળે લેવાને આવે, ધર્મ રાયના દૂત.
કાળ પાશથી તેને બાંધી, યમ આગળ લેઈ જાય,
લોહ કંટક અને અસિપત્ર છે, હીંડાડે તે માંહ્ય.
તપ્ત સ્તંભ પાવક રજ સબળી, દ્વાદશ તપતા સૂર,
આક્રંદ કરતો પાપી ચાલે, તે મારગમાં ભૂર.
તરસ્યો ભૂખ્યો બોલે પ્રાણી, મુને કોઈ કંઇ આપ,
યમ કહે પાપી અરે જીવડા, દાન વિના એ તાપ.
સોળે નગર એણી પેર પોળે, અને થાય રળીઆત,
એટલે આવે મહા ભયંકર, વૈતરણી વિખ્યાત.
રૂધીર પરૂના પ્રવાહ ચાલે, શત યોજન વિશાળ,
પગે સાહીને તાંહાં તાણે, શીઘ્ર કરી તત્કાળ.
વિવિધ પેરે વીટંબન કરતા, પ્રાણીને લઇ જાય,
એક ક્ષણ વિશ્રામ ન આપે, લાવે જ્યાં ધર્મરાય.
તે પાપીને બાંધી લાવે, જાંહાં ધર્મ રાજન,
ચિત્ર વિચિત્ર તેડીને પૂછે, જે જે પાપ ને પુણ્ય.
પછી તેણે પાપ જે કીધાં, કહે તે સર્વ વિસ્તાર,
અનેક પેરે કરીને પ્રભવે, નાખી નર્ક મુઝાર.
પછી આખ પૂરે ત્યાં આવી, ધર્મ તણા જન જેહ.
અહો રાત જે પુઠે ફરતા, છાયા રૂપે તેહ.
જેણી વેળા પાતક કીધાં, તેહ તાંહાં વિસ્તાર,
યથારથ પાતક છે જેવાં, તેવો પ્રભવ અપાર.

એણી પેરે યમ યાતના, ભોગવે પાપ શરીર,
એક મને કશ્યપ સુત સાંભળે, વક્તા જાદવ વીર.

કડવું ૪ થું-રાગ આશાવરી.

પુનર્ઋષિ બોલે રે ભગવાન, સાંભળ રે વનીતા તન,
પાવન નરની ગતી કહું તુજને રે.

ઢાળ.

પાવન નરની ગતી કહું તુજને, સાંભળ વનીતા તન,
લક્ષ ચોરાશી ભ્રમણ કરીને, આવે મનુષ્ય જન્મ.
ધર્મતણી જે કરે વાંછના, જીવ દયા પ્રતિપાળે,
દેવ ગૌ બ્રાહ્મણ જન ઉપર, લગાર ચિત્ત ન ચાલે.
દાન પુણ્ય જે પ્રબળ ચલવે, પાળે સત્ય આચાર,
સાધુ સમાગમ કથા કિર્તન કરી, સેવે વિશ્વાધાર.
અંતકાળે સ્મર્ણ હરિ ગુણ, આવે લઇ વિમાન,
માન દેઇ તેને બેસાડે, જાણી દેવ સમાન.
મનમાંહે જે કરે વાંછના, તે પામે ક્ષણું માંહ્ય,
જેણે સમે જે પુણ્યજ કીધાં, ધેનું સહિત થાય સાહ્ય.
નાના વિધની વસ્તુ અનુપમ, પેર પેર કરે આનંદ,
નદી નીર વન ભક્ષ ભોજ્યશું, દષ્ટે ન પડે મંદ.
એણી પેરે પંથે લીલા કરતો, પહોંચે યમપુર માંહ્ય,
તે દેખીને ધર્મ સભા સૌ, સર્વે બેઠા થાય.
વિવિધ પ્રકારે સ્નેહ ધરીને, આપે તે આસન,

ચર્ણ પખાળીને કરે પૂજા, આદરશું રાજન.
ભલે ભલે પધાર્યા સ્વામી, કૃપા કરવા આજ,
દીન જાણીને દયા કીધી, તહ્ને અમ્હોને ૧ આજ.
પછે પૂછે મંત્રીને તેડી, પૂર્વ કર્મ વિધાન,
પછે તેને અંતરિક્ષ ચલાવે, આપી દિવ્ય વિમાન.
સ્વર્ગતણી તે આવી અપ્સરા. અંગી કરવા સેવ,
સહસ અઠયાશી તેને પૂજે, જાણી મોટો દેવ.
એણી પેરે સુખ દુઃખ ભોગવે, માનવ જનની દેહ,
કહી કથા ભૂધરજી ભાંજે, ગરૂડતણો સંદેહ.

કડવું ૫ મું—રાગ આશાવરી.

ગરૂડ વચન બોલ્યા તેણીવાર, સાંભળો સ્વામી દેવ મોરાર,
તેણે ઠામે જઈ કોઇ નર આવીયો રે.

ઢાળ.

તેણે ઠામે કો નર જઇ આવ્યો, ધર્મ નગર મુઝાર,
તે તો મુજને કહીએ સ્વામી, માંડીને વિસ્તાર.
વળતા વિશ્વંભર એમ બોલ્યા, સાંભળ ગરૂડ એ વાત,
નાસિકેત ઉદ્દાલકનો તન, સાંભળ તેની ખ્યાત.
ઉત્તમ ધોમ્ય નામે એક મુનિવર, મહા વિચિક્ષણ સાર,
ત્રણ બંધુ વિદ્યાર્થી તેમને, શીખવે નીગમ વિચાર.
ઉત્તમ ઉપમન્યુ અને આરુણિક, એવાં ઋષિનાં નામ,

---

૧ ઘણે ભાગે હસ્તલિખિત પ્રતની જોડણી કાયમ રાખી છે.

અનુદિન ગુરૂની આજ્ઞા પાળે, કરતા ઉત્તમ કામ.
વિવિધ પેરનાં ફળ તે લાવે, ભલી કરે નિત્ય સેવ,
ઋષિ તેમને નીગમ ભણાવે, હિત આણીને એવ.
એક વાર વર્ષાઋતુને વિષે, જળ પૂર્યાં કેદાર,
આણિક તે ત્યાં ગયો બાંધવા, થંભ્યું ન રહે વાર [1]
મનમાંહે એક પેર વિચારી, ધરણી ઢળીયો તેહ,
વહાણામાં ઋષિ જોવા આવ્યા, દમતો દીઠો દેહ.
શા માટે એવડું દુઃખ આણ્યું, કહો મુને ઋષિરાય,
કષ્ટ સહે એવડું શા માટે, તે કહો સર્વ ઉપાય.
તુજને વિદ્યાની સિદ્ધિ આવી, શ્રી ગુરૂજી કહે ઉપાય,
નાના વિધના ભોગ ભોગવો, જે ઇચ્છા મન થાય.
તવ ગુરૂજીએ દીધી આજ્ઞા, જા કર ગૃહસ્થાશ્રમ.
તમને અમોએ આપી આજ્ઞા, સબળો કીધો શ્રમ.
ગુરૂજીએ જવ દીધી આજ્ઞા, અપાર સ્વામી એહ,
એવું વચન મેં શિષ ચડાવ્યું, હવે સુખ આવ્યું દેહ.
તેહ તણે ઘેર ચંડી નારી, ઉદ્દાલક ઋષિનું નામ.
સ્થાનક પામ્યો વિવિધ પેરે, ઉત્તમ કીજે ધામ.
તાંહાં જઇને તપ તે માંડયું, કાયા કષ્ટ અપાર,
અન્ન ઉદક[2] સર્વ તનથી છાંડી, ઉભો રહ્યો નિર્ધાર.
તપ કરતાં તે જ્વાળા ઉઠી, કષ્ટ પામ્યા સહુ દેવ,
મુનિવર દેવ સકળ ત્યાં આવ્યા, સુણો કમળભૂ[3] એવ.

---

૧ જળ, પાણી.
૨ જળ, પાણી, ૩ બ્રહ્મા. કમળથી ઉત્પન્ન થયેલા માટે કમળભૂ.

બ્રહ્માજી તાં વેગે આવ્યા, સાર કરવા શ્યામ,
જે મનમાં તું કરેશ કલ્પના, સિદ્ધ થશે સૌ કામ.
શુદ્ધ સાધુ સદા તું પાવન, મોટો કીધો શ્રમ,
તપ મૂકીને કરવા માડો ગૃહસ્થાશ્રમનો ધર્મ.
મનના માન્યા ભોગ ભોગવો, માનો સત્ય વચન,
પ્રથમ તારી સ્ત્રી ઉત્પન થશે, પામશે એક જ તન.
તપ છોડીને શીઘ્રે ઉઠયો, લાગ્યો બ્રહ્માને પાય,
તેણે સમે રઘુવંશી રાજા, રાજ્ય કરે રઘુરાય.
રૂપવંત તેને ઘેર રામા, સતી શિરોમણ નાર,
સતીઓ માંહે ઉત્તમ દીસે, વહાલા દેવ મોરાર.
તેહ તણે ઘેર એક જ કન્યા, ચંદ્રાવતી પાવન.
સકળ કળા ગુણ લક્ષણ પૂરણ, મોહ્યા તે મુનિ જન.

### કડવું ૬ ઠું—રાગ આશાવરી.

એકવાર રઘુ કુંવરી, જળ ક્રીડા કરવા નીસરી,
પરવરી સખી ઘણીશું, સંચરી રે.

ઢાળ.

ઘણી સખીશું પરવરી તે, ક્રીડા કરવા જાય,
ઘણાં આભ્રણ અંગે શોભે, નેપૂર ઝમકે પાય.
કંકણ ચુડી મુદ્રિકા તેને, ઝાળ ઝબૂકે કર્ણ,
ચોળ વર્ણી ચુંદડી ને, ગજગતી ચાલે ચર્ણ.
માનિની મૃગ લોચની, શિર વેણી વાસુકી વંક,
આનન[1] પૂનમ ચંદ્ર ઓપિત, કેસરી કટી લંક.

કપોત ગ્રીવા નાસિકા શુક, બીજ દાડમ દંત,
જંઘ કદલી સ્તંભ સરખી, કમળ કોમળ કાંત.
ભ્રકુટી તે કોદંડ અલીકુળ, નાભી જળ ગંભીર,
ઉર ચંચળ તે ઉપર છે, યુગ્મ સ્તન જંબીર.
અરૂણુ અધુરી મુખ મધુરી, ઉચરે સુખ વાણુ,
વદન નીહાળે પ્રેમદા તે, દર્પણુ ગ્રહીને પાણુ.[૨]
એમ કરતાં વેગે પોહોત્યાં, નદી ગંગા તીર,
જળમાં પેઠી પદ્મીની, ઉપકાંઠે મૂકયાં ચીર,
કર ગ્રહી સુવર્ણ અંગને, છાંટે સખીને શરીર,
કુસુમ કલ્હાર પંકજ વહે ત્યાં, નદી નિર્મળ નીર.
તેણે સમે ઋષિ ઉદ્દાલક તે, કરે સામા નિત્ય કર્મ,
નારી નયણે તેહ નિર્ખી, થયું ચિત્ત વિભ્રમ.
મોહ પામ્યો મહા મુનિવર, હવો વિર્યનો દ્રાવ,
એટલે મન્મથ અંગે જાગ્યો, ટળ્યો તપનો ભાવ.
કમળ ઉપર વીર્ય મૂકયું, ચાલીયું જળ મધ્ય,
કર ગ્રહી સુંઘ્યું તારૂણીએ, નાસિકાએ લીધો ગંધ.
કર્મ યોગે કમંળ માંહે, હવો વીર્યનો બંધ,
સુત કહે છે સુણો શૌનક, થયો એવો ધંધ.
સૂર્ય સરખું કામિનીને, અંગે તેજ અપાર,
તપ થકી વિહ્વળ થયો એ, મુનિ તેણી વાર.
ઉપરથાને સ્તવન માંડયું, કરી ભાવ અપાર,

૧ મુખ ૨ હાથ

એવી સ્ત્રી મુજને મળો, મહા ગ્ન્ન તેજ અંબાર.
કાયા કષ્ટી તપ કરે વળી, વળી વિમાસે મર્મ,
એવી સ્રી જો હોય મારે, તો રહે સહુ ધર્મ.
હવન શ્રાદ્ધ ને દેવ પૂજા, હોય સાધન જન,
એટલું માગું તમ કને હો, કશ્યપ ઋષિના તન.
પ્રસન્ન ગતી રવિ ઉચર્યો, સાંભળોને ઋષિરાય,
એ વચન તવ સિદ્ધ થાશે; સુખી થાશો કાય.
બ્રહ્માજીએ કહ્યું હતું, સુખ પામેશ સાર,
દિવસ થોડા માંહે થાશે, ઘેર હર્ખ અપાર.
પછે ઉદક ક્રીડા કરી, કન્યા ગઈ નીજ સ્થાન,
દિન દિન લાગ્યું વૃદ્ધિ કરવા, ઉદરમાં આધાન.
વૈરાગ્ય આણે મન રામા, ધરી અતિ ઉચાટ,
લોચન આંસુ પુર ચાલે, હૃદય ભીંજે ઘાટ.[૧]
મનમાંહી એમ ચીંતવે જે, કરૂં પાવક [૨] ઘાત,
સ્વજન શું મુખ દાખવું હું, કેમ લજાવું મુજ તાત.

કડવું ૭ મું—રાગ રામગ્રી.

એણી પેરે વિમાસે રાજ કુમારી જી,
• હવે હું જાઉં વન મોઝાર જી.

ઢાળ.

વનમાંહે જઇ કરીને, તજું મારો પંડ,
હાય હાય રે વિધાતા, શે એવો દીધો દંડ.

---

૧ ચીર, વસ્ત્ર ૨ અગ્નિ

વિમાસણ તે કરે અંતર, ન પહોચે કંઇ વાત,
હવે જાઉં વનમાં નીસરી, જેમ ન જાણે મુજ તાત.
આલોચના કરી અંતરે, એક દિન વિમાસે વાત,
એટલે રમવા આવીયો તાં, સહીયરોનો સાથ.
કુંવરી દીઠી દામણી બહુ, દુઃખ ધરતી તેહ,
ક્ષણું એક રહીને બોલાવી, વિનય વાણી કહે.
અરે બાઈ આજ એવી, તું કાં દીસે દીન,
રઘુરાય સરખો તાત તારે, સર્વ કો આધીન.
બાઇ કવણ તારે દુઃખ છે તે, કહે અમને આશ.
દિન દિન અમને તેડાવતી. આનંદ કરવા પાસ.
તે કેમ તુજથી રે'વાય છે, એકલાં નીજ અવાસ,
દીન વદન તો દીસે તારૂં, કાં મૂકે નિશ્વાસ.
અમ પાખે બાઇ તું ક્ષણભર, રહી ન શકતી નીજ ગેહ,
કોણ દુઃખે તુંને દુભાવી, જે ઘટ પામે છે દેહ.
પ્રથમ સુખ તવ સુંદર હતું, તેહ થયું છે શ્યામ,
દુઃખ આણે એવડું તું, તેનું કહેને નામ.
અમ વિના તુજને સુખ નો'તું, ક્ષણ એક તારે દેહ,
હવે એક ક્ષણ નવ નીસરે, નીજ ઠામ છોડી એહ.
પ્રથમ તુજને સ્નેહ હતો, તે શોક દીસે અપાર,
વાત માંડી કહે અમને. ધરથકી વિસ્તાર.
કુંવરી વળતાં બોલીયાં, સાંભળો સખીઓ વાત,
આજ મારા ઉદર માંહે, થયો છે ઉત્પાત.

ન જાણું કે દેવ માયા, ગર્ભ રહ્યો મુજ કાય,
પુરૂષ નામે એક મંચક, [1] ન રાખું ઘરમાંહ્ય.
હવે હું તો કાળ આણેશ, કરી ઝંપા પાત,
ત્યાર પુઠે તમો જઈ, સંભળાવજો મુજ તાત.
એવું વાયક સાંભળ્યું તે, સખીએ તેણી વાર,
મૂર્છા પામી પ્રેમદા તે, પડી ધરણ મોઝાર.
સર્વે સખી સંગાતે થઇ, અતિ દુઃખ ધરતી જાય,
એક મનો થઇ સાંભળ ખગપતિ, બોલ્યા યાદવરાય.

કડવું ૮ મું–રાગ આશાવરી.

એવાં વચન કુંવરીનાં જાણી, સહીયરે પ્રણમ્યાં જઇ રાણી,
વાણી તે પ્રેમદા પ્રત્યે, એમ ઉચરે રે.

ઢાળ.

વનીતા પ્રત્યે એમ વાણી બોલે, પ્રણમી બેહુ પાય,
અન્યાય કીધો એટલો તું, ક્ષમા કર રે માય.
ચંદ્રવતીએ ગર્ભ ધરીયો, અમે ન લહ્યો ભેદ,
વચન દારૂણ સાભળી, મનમાહે પામી ખેદ.
રૂદન કરતી તેહ ગણી, અને તાણે કેશ,
કલંક શું થયું કુંવરીને, એ છે બાળે વેશ.
શીષ ફૂટે હૃદય ફાટે, પડે અવની માહ્ય,
દડ એવડો કાં થયો તો, હવે ન ધરૂ કાય

---

[1] પલગ

કોપી રાણી એમ કહે, જઈને સંભળાવો રાય,
તત્કાળ ચાલ્યાં દડવડી, વહી ગયાં રાજ સભાય.
આગળ આવી રહ્યાં ઉભાં, પૂછીયું ભૂપત.
કોણ કારણ અહીં આવ્યાં, કહો મુજને સત્ય.
વચન વનીતા કહે વળતું, રાયજી અવિધાર,
અન્યાય કીધો એટલો તે. સમાવો આ વાર.
તમ તણી કન્યાને ઉદર, રહ્યો ગર્ભાધાન,
દોષ નહીં તે કો તણો તે, માનજો રાજાન.
વચન એવું સાંભળીને, મૂર્છા પામ્યો રાય,
તત્કાળ તેને જગાડયો, પ્રધાને નાંખી વાય.
હ્રુદય કૂટે પડે પૃથ્વી, અને કરે પોકાર.
યોદ્ધ સઘળા ત્રાસ પામ્યા, થયો હાહાકાર.
યોદ્ધ આવી ધીર દે છે, તો એ ન માને મન,
ત્રાહ ત્રાહ સ્વામી એ શું, કીધું જગજીવન.
રાય વળતો ઉચર્યો, કુંવરી પ્રત્યે એહ,
મારી વેરણ ઉતરી હોય, કુંવરી કુળમાં એહ.
વંશ મારા માંહે એણે, લગાડયું લાંછન,
હવે કેમ મુખ દાખવું હું, અવર જગમાં જન.
આપોપું નવ રાખીએ તો, પાપ બેસે રાય,
"યથા રાજા તથા પ્રજા" એમ લોક બોલે બાહ્ય.
આજ્ઞા આપી તેહને, તે કુંવરી ઘેરે જાય,
શીઘ્ર રાજા ધસી આવ્યો, પોતાના ઘર માંહ્ય.
વચન એવાં સાંભળીને, દુઃખ પામ્યો રાય,

ાક મને થઈ સુણો ખગપતિ, વળી કહું મહિમાય.
ાસાચ બે તેડાવીયા, રાજાએ આણી રીસ,
ાગળ આવી રહ્યા ઉભા. પતિત નામી શીષ.
ાડગ કરમાં ગ્રહી રહ્યા બે, બારણે તે દષ્ટ,
ાક્ષય રહેજો રાજ સર્વે, નાશ થાજો કષ્ટ.
ાચે દીધી આગન્યા[1] તે, ક્રોધ ધરી મનમાંહ્ય,
ાખ સુણજો માહરી, કરો કાજ એક પસાય.
રાય વળતા ઉચર્યા જે, ગહન વન મહાદેશ,
કુંવરીનો વધ કરજો વેગે, સાહી તેના કેશ.
વચન એવું સાંભળીને, રહ્યા નીચું નીહાળી.
રાય કુંવરીનો વધજ કહેતા, ઉદરમાં ઉઠી જ્વાળ.
એકાંતે તેડી શીખ દીધી, તેમને પ્રધાને,
એનો વધ રખે કરો તમો, મૂકીને આવો રાને.

કડવું. ૯ મું—રાગ. સામેરી.

શીખ માગી સંચર્યા તે. જમ સરખા એ જોદ્ધ,
માળીએથી માનિની ને, જઈ વળગ્યા ક્રોધ.
પાણે[2] ઝાલી પ્રેમદાને, જ્યાં કઠિણ છે મહાવન,
એમ કરતાં લેઇ આવ્યા, કુંવરી કેરૂં તન.
માતાએ કલ્પાંત માંડયું, દુઃખ ધરે રાજન,
વેણી ઝાલી પ્રેમદાની, લેઇ આવ્યા દારૂણ[3] વન.
કાકચી કરકચ ગોખરૂ, ઝીલડા છે લક્ષ ભાર,

---

૧ આગ્ના. ૨ હાથે. ૩ ભયંકર.

આખર ખૂંધા શીમળાને. કસુંબીયા અપાર.
હીંગોરીયા કંથાર બાવળ, કેરડા કંકોળ,
બીહામણી માંહે બોરડી. દીસે તેની ઓળ.
વરખડા વિકરાળ દીસે, કાસંદ્રા ને કાસ,
જવાસા પુંઆડીયા તે, દેખી પામે ત્રાસ.
સરંગુઆ સરસ તે શૂરા, સંધેસડા બહુ લક્ષ,
વિકરાળ દીસે વન માંહે, અનેક બીજાં વૃક્ષ.
અલુઆ અરણી અરીઠી, ભીંઢળનાં બહુ ઝાડ,
ગરમાળા ને આમળી, વળી અતિ ઉંચા તાડ.
શ્વેત રીંગણી કૃષ્ણ રીંગણી. ભીલામાનાં ઝાડ.
વિકરાળ અતિ બીહામણાં તે, ચરણ વીંધે હાડ.
ગરમાળાને બાંબલી બીલી, વળી તજ તમાલ,
ખડગ દેખી સુંદરી તે, ત્રાસ પામી બાળ.
અનેક પંખી સાબળ સાવજ, તે વન મુઝાર,
થર થર ધ્રુજે કરે આક્રંદ, સુણી પંખીના પોકાર.
સસક શમળી અને વાયસ, ઉલુકનો નહી પાર,
પદ્મ નાગણી અને અજગર, કોતર તેણે ઠાર.
શિખરશ્રૃંગ આવી મળ્યાં. ન સુઝે શશી ને ભાણ,
માનવી પશુ વિણ કો નહીં. એવું વન કેરૂં માન.
અંગે કોમળ સુંદરી ને, કંટક વાગે ચરણ,
શોણીતની તે ધારા ચાલે, રાખો અશરણ શરણ.

વાચક વળતું સત્ય કહોને, તમો સુણીને એહ,
હું તો અબળા એકલી મુંને, કાં એ દીધો છેહ.

કડવું ૧૦ મુ—રાગ વેરાડી, એક તાલી.

સેવક પ્રતિ વાણી બોલે, કો દુખણી નહી મારે તોલે,
તમો સાંભળોને મારી વાણી, તમો જઇને સંભળાવજો રાણી.
કહીએ સાંભળો વાત અમારી, તમે કહેજો રાયને સંભારી,
હું એકલી અબળા નારી, કાં મૂકી મને વન વિસારી.
હું તો સત્ય માર્ગ નથી ચુકી, અપરાધ વિના હું કાં મૂકી,
અવર પુરૂષો મારે વીર, અનર્થ પામી એ શરીર.
હું તો મંદમતિ દુર્ભાગી, મુને જારતણી પેર કયાં લાગી,
હું દુભ્યા હશે વાડવ[1] દેવ, કે ચુકી શ્રીહરિની સેવ.
કે પર સંપત્ત મેં રાખી, (અને) કે દીધી કુડી સાખી.
કે છેદી કુમળી તરૂ ડાળ, જેથી દુભાયા દેવ દયાળ.
કે મોટાં પાપ પૂર્વે કીધાં, કે બાળ અવર જનને દીધાં,
મેં કાંધું હશે એવું કર્મ, કે ચુકવ્યા હશે મહંત ધર્મ,
કે પર્વ જોઇ ના આપ્યું દાન; નવ પૂજ્યા શ્રીભગવાન,
મેં પાપ કીધાં મોટાં એહ, તો રાજાએ દીધો છેહ.

---

૧ બ્રાહ્મણ. ૨ સાક્ષી.

વળી વચન કહું છું એહ, તેમા નહીં કાઇ સંદેહ,
તમો વહેલા મારગે જાજો. એક સંદેશો જઇ કહેજો.
સખી સમાજીને જઈ કહેજો. એક વાર સુધ મારી
લેજો,
એવાં વચન સુણી નીજ કાને, કુંવરી મૂકી ચાલ્યા
શાને.

કડવું ૧૧ મું—રાગ દેશી કેર.

નગર ભણી તે ચાલ્યા મૂકી, કરતી વને વિલાપ રે,
રૂદન કરે ને દુઃખ સંભારે, અંગ પછાડે આપ રે.

પદ.

નારી વન ઝૂરે રે, એકલી મન ઉદાસ,
મહા ભયંકર ક્રુર વનમાં, કોઇએ નહીં તે પાસ. નારી.
એણી પેરે વનમાં મૂકી, ધરતી દુઃખ અપાર,
હાય હાય રે વેરણુ વિધાતા, કાં દીધો અવતાર. નારી.
હુંને કેશ ગ્રહીને વનમાં આણી, ધરતી શોક અપાર,
આણે સમે કો નવ દીસે, શ્રી હરિનો આધાર. નારી.
વજ્ર છે ઉર હરિ માહરૂં, શું કરૂં જગદાધાર,
શુદ્ધિ ટળી શરીરની રે, રોતી હીંડે વન મુઝાર. નારી.
વદન કમળ સૂકાય શ્યામા, કો નવ વહારે ધાય,
વૃક્ષ જેમ ચઢમાંથી પડયો, જાણે તે વનમાંહ્ય. નારી.
તેમ મછી તે પામી પ્રેમદા, ધરણે ઢળીયું તન,
એક હરિ વિણ કો નવ દીસે, અતિશે દારૂણ વન. નારી.

એક વૃક્ષને આલિંગન દીધું, સ્વામી દો મુને વાણી,
મારા દુઃખનો પાર નથી, કેશ ગ્રહી વન આણી. નારી.
વડી વારની હું તરસી છું, મુજને પાઓ પાણી,
વૃક્ષ પશુનો વહેરો[1] નવ લહે, બોલાવે નર જાણી.
નારી.
મુજ પાખે કેમ રે જમશો, માતા હું ધરું છું દુઃખ,
પિતાજી તમો લાવો સૂખડી, મુંને લાગી રે ભૂખ.
નારી.
પંખી જાતે સઘળાં આવ્યાં, દેખી અબળા દીન,
પાંખ વડે તે કરે છાયડો, થઇ રહ્યા આધીન. નારી.
વનમાંહેથી ધેનું તાંહાં, આવી ચમરી ગાય,
પોતાને પુચ્છે કરી નાખે, અબળાને તાં વાય. નારી.
ખગ સઘળા ધાઈ આવીયાં, ગૃહી મુખ માંહે નીર,
છાંટયું અબળા મુખ ઉપર, સ્વસ્થ થયું શરીર. નારી.
સાન વળી એક પળકમાં, જાગી તાં તત્કાળ,
એક મનેથી ગરૂડ સુણે, કહે દેવ ગોપાળ. નારી.

કડવું ૧૨ મુ—રાગ દેશાખ.

દર્ભ સમિધિ લેવા વનમાં, આવ્યા ત્રણ વિપ્ર સાર,
શ્રવણે સાંભળી અતિ આક્રંદ, કરતી કો એક નાર.
ઋષિજી વેગે પધાર્યા તે, જોવા તેણે ઠાર,
નારી દીઠી એકલી તાં, ધરતી દુઃખ અપાર.

---

૧ અંતર, ભેદ

ઋષિજી પૂછે કુંવરીને, કાં મૂકી વન મુઝાર,
માંડીને તું કહેને બાઇ, વાત તણો વિસ્તાર.
વળતી કુંવરી એમ કહે, સાંભળો સ્વામી વાત,
રવિ વંશી છે નિર્મળો, રઘુરાય જે સાક્ષાત.
રૂપવંતી તેને ઘેરે, સતી શિરોમણ નાર,
પતિવ્રતા મધ્યે તે ઉત્તમ, જાણે ધર્મ વિચાર.
ના જાણું મેં શાં કર્યાં હશે, પાપ મહા બળવંત,
અપરાધ પાખે આવી લાગ્યું, મુજને મહા કલ્પાંત.
હું ન જાણું તેમ ઉદરમાંહે, રહ્યો ગર્ભ વિધાન,
તે કારણ હું પરહરી રાયે, મૂકાવી મહારાન.
(હવે) તમારૂં દર્શન થયું ઋષિ, ભલે પધાર્યા નાથ.
હવે શરીર આ તજવા માટે, કરીશ હું નીજ ઘાત.
ભાગ્ય કાંઇ એક ફળીયું સ્વામી, હું અભાગણી મંદ,
દુષ્ટ મુજને વનમાં તેડી. લાવ્યા દેવા દંડ.
ગંગા યમુના ગોમતી કેરાં, નવ કીધાં મેં સ્નાન,
વાડવ નવ પરણાવીયા, નવ દીધાં કન્યાદાન.
વ્રત ન કીધું એકાદશી, જેનો બહુ મહિમાય,
નીચું કદી નમાવ્યું ન મસ્તક, શ્રી હરિ કેરે પાય.
વિવિધ પેર પૂજા નવ કીધી, વાડવ કેરી જેહ,
આણે સમે આવી લાગ્યું, પ્રકટ પાતક તેહ.
સુંદરી એણી પેરે કે'છે, નીજ દુઃખ વારંવાર,
સ્વામી મારાં પાપજ પ્રકટયાં, નહીં તેનો અહીં પાર.

## કડવું ૧૩ મું—રાગ દેશી ફેર.

પુનર્પિ મુનિવર બોલીયા, સુણ સુંદરી રે,
સાંભળ કહું ઉપદેશ. ઘેલી કોણે કરી રે.
તું દુઃખ ધરે શા માટ, સુણ સુંદરી રે,
મન વિમાસી જો વાત. ઘેલી કોણે કરી રે.
અવની માંહે અવતર્યાં, સુણ સુંદરી રે,
નિર્મળ નહીં ત્યાં કોય. ઘેલી કોણે કરી રે.
આગે મોટા મુનિવર હુવા, સુણ સુંદરી રે,
હરિશ્ચન્દ્ર સરખા રાય. ઘેલી કોણે કરી રે.
વળી વૃંદા, તારાલોચની, સુણ સુંદરી રે,
વીદુરતણો મહિમાય. ઘેલી કોણે કરી રે.
કીલ્મિષ[1] જેહનાં ઉમટયાં,[2] સુણ સુંદરી રે,
તેનો મહિમા કહ્યો નવ જાય. ઘેલી કોણે કરી રે.
શશીયર સરખો કુમળો, સુણ સુંદરી રે,
અરૂણ કહાવે અપંગ. ઘેલી કોણે કરી રે.
હિમાચળ ગિરિ શીતળો, સુણ સુંદરી રે,
લાંછન તેને પણ અંગ. ઘેલી કોણે કરી રે.
પંકજ[3] નાળે કંટક બહુ, સુણ સુંદરી રે,
જેની કોમળતાનો નહિ પાર. ઘેલી કોણે કરી રે.
નિર્મળ હરિ વિના કો નહીં, સુણ સુંદરી રે,
જેના ગુણ કેરો નહિ. પાર. ઘેલી કોણે કરી રે.

---

૧ પાપ. ૨ પ્રકટયા. ૩ કમળ.

ચંદન કોમળ શીતલુ સુણ સુંદરી રે,
નિર્ધન પંડિત જન. ઘેલી કોણે કરી રે.
રત્ન દોષ કહાવે બહુ, સુણ સુંદરી રે,
એમ વદે મહા મુનિ જન. ઘેલી કોણે કરી રે.
લખ્યું કર્મનું નવ ટળે, સુણ સુંદરી રે,
જેટલું સુખ ને દુઃખ. ઘેલી કોણે કરી રે.
જેણી વેળા જેમ સર્જ્યું, સુણ સુંદરી રે,
પ્રાપ્તી અથવા ભૂખ. ઘેલી કોણે કરી રે.
ગરૂડ માત દાસી થઇ, સુણ સુંદરી રે,
કશ્યપ જેનો કંથ. ઘેલી કોણે કરી રે.
ધીરજ ધરને મંનમાં, સુણ સુંદરી રે,
રાખું આપ બળવંત. ઘેલી કોણે કરી રે.
દેવ મુનિ રાજા ઘણા, સુણ સુંદરી રે,
તેહનાં વીતક જેહ. ઘેલી કોણે કરી રે.
થોડામાં તુજને કહ્યું, સુણ સુંદરી રે,
કેમે ન તજીએ દેહ. ઘેલી કોણે કેરી રે.

કડવું ૧૪ મું—રાગ ગોડી.

ત્રણ જણે એમ વાણી ઉચારી, તું જાણે પુત્રી અહ્મારી,
તારી સેવા કરશે સહુ, વન ફળ સુંદર પામેશ બહુ.
ઋષિ આભ્યંતરે આણી દયા, તેડી કુંવરી આશ્રમે ગયા,
ઋષિ આશ્રમે વૃક્ષ અપાર, નાલિકેરી કદલી સોહે કાર.

જાંબુ જંબીર કુણુમ કેતકી, જાઇ કદમ માહે માલતી,
ડમરો મરૂઓ ને મુચકુંદ, સેવ ત્રી ચંપાનાં મહાવૃંદ.
બીજોરી બીલી ને આમલી, જાયફળ પીંપર ને પાટલી,
ખજુરી ખારેક ને અખોડ, ચારોળી બીજોરીની જોડ.
તાડ વેલી કરણ શોભન, પટલ પીંપળ મહા પાવન,
કોંડી કર્મદી ને સાકળી, મીંઢળ મધુ આબ પાડલી.
પુંગીફળ[૧] સીતાફળ ને દ્રાખ, કૃષ્ણાગર કલર લીમ ને લાખ,
રતાંજલી શોભીત તમાલ, લવિંગી દીસે ઉછેર બાળ.
મહુડા કુસુમ કરણ દેવદાર, તેણે આશ્રમે ભાર અઢાર

ઋષિ પત્નીને લાગી પાય, હું અપરાધેણુ છું રે માય,
રઘુ રાજાથી મુજ ઉત્પન્ન, કર્મ સંજોગે પામી વન.
તે કારણ સ્થાનક તમ તણે, લાવ્યા આશ્રમ આદર ઘણે,
અમ આશ્રમ તું રહે બાળ, તારી સહુ કરશે સંભાળ.
વિદ્યાર્થી ઋષિજી કેરા જેહ, આણી વન ફળ આપે તેહ,
એમ કરતાં થયા દશ માસ, જન્મ્યો કુંવર તેજ પ્રકાશ.
ચંદ્રાવતી તે બહુ દુઃખ આણી, બાળક પ્રત્યે બોલી વાણી,
મુજ ઉદર કાં આવ્યો તન, તુજ પસાયે હું પામી વન.
તુજને નાંખેશ ગંગા માંહ્ય, ઉપર પાડીશ મારી કાય,
એમ ચીંતવી ચાલી નાર, ત્રણે ઋષિ મળ્યા તેણી વાર.
કાં તું શોક ધરે આ વાર, કહેને અમને સારોદ્ધાર,
જેથી પુત્ર થયો ઉત્પન્ન, ખોળી કાઢીશ તે હું જન.
એમ કહી વાળી ભામિની, મઠમાંહી પો'તી કામિની,
આણી પેટી રમ્ય વિશાળ, તે માંહે પોઢાડયો બાળ.
આવાહન કરી દિગ્પાળ, જળમાંહી મૂકયો તત્કાળ,
તે સમે ઋષિ કરે છે સ્નાન, સંધ્યા વંદન ને હરિ ધ્યાન.
પેટી તરતી આગળ ગઇ, ઉદ્દાલકે તે તાં ગ્રહી,
ઉઘાડી જોયું તતકાળ, માંહે સુંદર દીઠું બાળ.
જોયું મુનિવરે ધરીને ધ્યાન, પછે વિચાર્યું પરમ જ્ઞાન,

વિચારીને જોયું મન, બ્રહ્માજીએ કહ્યું વચન.
તે વાણી મીથ્યા નવ થાય, ખોળી કાહું એની માય,
ત્રિબિંદુ આશ્રમે લાગી ભાળ, ચાલ્યા મુનિવર લેઇ બાળ.
સાંભળ ગરૂડ કહે ગોપાળ, કથા હવી જે તેણે કાળ.

કડવું ૧૫ મું—રાગ ગોડી.

શ્રી ઋષિજી વનમાં પરવરે, મનમાં બહુ આદર ધરે.
મન મનોર્થ છે અતિ ઘણો, વિદ્યાર્થી મળ્યો ઋષિ તણો.
ભાઇ તું તો મળ્યો ભલે, ત્રિબિંદુ આશ્રમ છે કેટલે,
તે આશ્રમનો કહે વિસ્તાર, બાળ માતાના સમાચાર.
વિદ્યાર્થી કહે ઋષિ અવધાર, છે આઘેરો આશ્રમ સાર,
સબળ ધર્મ વિદ્યા આચાર, ઉલટ અંગ તેનો નહીં પાર.
ત્રિબિંદુએ દીઠા આવતા, પુત્રી તુજ પતિ થયો છતા,
માન પાન અતિ આદર દીધ, આસન આપી પૂજા કીધ.
ત્રિબિંદુ બોલ્યા તેણીવાર, કહો સ્વામી આ કવણ કુમાર,
વળતા બોલ્યા ઉદ્દાલકી, એની ઉત્પતી છે મુજ થકી.

એકવાર ગંગાતટ સાર, નિત્ય[1] કરવા લાગ્યેતો ઠાર,
રઘુ સુતાનું નિખ્યું વદન, વીર્યતણું થયું ત્યાં પતન.
અંબુજ[2] ઉપર મૂક્યું સાર, તરત આવ્યું જ્યાં રાજ્યકુમાર,[3]
નાસિકાએ લીધો તેણે ગંધ, કમળ માંહે[4] હવો તવ બંધ.
તવ મુનિવર બોલ્યા વાણી, નાસિકેત કુંવર એ જાણી.
ચંદ્રામતિએ સુણ્યું વચન, પામી ઉલટ આનંદ મન.
નારી મનમાં હર્ખ અપાર, રૂડું કીધું વિશ્વાધાર,
રૂડું કાર્ય કર્યું ભગવાન, જહયો ભર્ત્તાર હવું સન્માન.
એમ કહી ઋષિને લાગી પાય, સ્વામી પુત્ર એ તમ પસાય,
મૂકી બાળક પાસે સુંદરી, ચાલ્યા મુનિ અયોદ્ધાપુરી.
આવતા ઋષિ દીઠા જેટલે, ઉભા થયા રાય તેટલે,
કનક જડિત આપ્યાં આસન, કરી ચર્ણોદક ચર્ચ્યું તન.
અતિ આદરથી ભૂપાલ, કંઠે ધરી સુકોમળ માળ,
ધસી ચર્ણે લાગ્યો ભૂપાળ, કૃપા કીધી ઋષિજી કૃપાળ.
સ્વામીજી અહીં આવ્યા તમો, આજ કૃત્યાર્થ કીધા અમો,

---

૧ નિત્યકર્મ, કર્મનો અધ્યાહાર જણાય છે. ૨ કમળ.
૩ રાજકુમારી. ૪ ગર્ભાશ્રયમાં.

તમો માનુભવ મુનિ શાંત, કહો વાત છાંડીને ભ્રાંત.
તમ સરખાનાં દર્શન થયાં, જન્મ કોટીનાં પાતક ગયાં,
કાંઇ આજ્ઞા દીજે મુનિ જન, વિનય કરી પૂછે રાજન.
વળતું વાયક કહે મુનિરાય, સ્રી વિણુ હોમ કશા નવ થાય,
સ્રી વિણુ સાધન નોહે[1] તન, સ્રી વિણુ ઘર નોહે રાજન.
એક વાકય કહ્યું ઋષિરાય, સ્રી વિણુ સુખણી નોહે કાય,
સ્રી વિણુ નિર્મળ નોહે મન, સ્રી ઘેર આવે બહુ મુનિ જન.
સ્રી વિણુ ઘર સ્મશાન મમાન, સત્ય વચન એ છે રાજાન,
એથી તમને કહું રાજન, આવ્યો પ્રાર્થવા કન્યાદાન.
એવી વાત સુણીને રાય, પામ્યો મૂર્છા તે ક્ષણું માંહ્ય,
ધિક્ક ધિક્ક રે મારૂં રાજ્ય, એક કુંવરી મેં કીધી ત્યાજ્ય.
વળી[2] સાન ને બેઠો રાય, હવે નવ ધરૂં મારી કાય,
રાયને દુઃખથી નહીં કાંઇ સાન, આવ્યા પ્રાર્થવા મુનિ મહાન.

---

૧ ન હોયનું વપરાતું ટુકું રૂપ. ૨ મટી.

કડવું ૧૬ મું—રાગ વેરાડી.

વચન ઋષિનું સાંભળીને, રૂદન કરે તવ રાય
કુંવરી જે મેં ત્યાજ્ય કીધી તો, હવે ન થઈ કાય.
હું તો પાપી મંદ અભાગી, મેં કીધું દુષ્ટ કર્મ,
કન્યા તો મેં ત્યાજ્ય કીધી, મુનિવરે કીધો શ્રમ.
એવું સુણીને કહે ઋષિજી, સુણો રાય વચન,
જે કારણથી પરહરી તેને, તે મુજ થકી ઉત્પન્ન.
એક વાર ગંગાની તીરે, હું ધરતો તો ધ્યાન,
તુજ પુત્રીનું વદન નિર્ખતાં, રેત[1] પડયું મમ જાણ.
તેહ વીર્યથી ગર્ભ ઉપન્યો, રખે આણુતા કાળ,
તેહના ઉદરનો પુત્ર છે, ત્રિબિંદુ આશ્રમે ભાળ.

ચોપાઈના રાગે.

હરખ્યો રાજા તેહ વિશાળ, ભલું વચન ઋષિ કહ્યું રસાળ,
હર્ષિત વચન કહે રાજાન, આપું સ્વામી કન્યાદાન.
તેડયા મોટા જોશી રાય, આવ્યા વિપ્ર તે લાગ્યો પાય.
જોયું લગ્ન શુભ મુહૂર્ત વિશાળ, જેમ કન્યા પરણે ઋષિ બ ાળ
ક્રોધ સકળ તવ તજીયો રાય, વળતા બોલ્યા જોષી ન્યાય.
પાત્ર વિષે પુત્રીનું દાન, એ મોટું રાય સત્ય માન.

---

૧ વીર્ય.

વળતા જોષી બોલ્યા વાણ, શુભ નક્ષત્ર લગ્ન નિર્વાણ.
અશ્વ દળ બહુ મેલી રાય, ધસી વિપ્રને લાગ્યો પાય.
શિબિકા[1] ખાંધે લઇને ધરી, ઋષિને તે બેસાડી કરી,
નગર થકી તે ચાલ્યા તાંહા, ત્રિબિંદુ કેરો આશ્રમ જ્યાંહા.
સબળ ઢોલ ગાજે ગંભીર, ધસીયા જોદ્ધ મહા રણધીર,
બંદીજન જશ મોઢે વદે, વિષ્ણુ ભક્તિ રાજાને હૃદે.
બહુ દક્ષિણા દીજે દાન, શુભ કારજ કરજો રાજાન,
ઉલટ ગયને અંગ ન માય, શીઘ્ર સૈન્ય ચાલ્યું વનમાંહ્ય.
આવ્યુ સ્થળ શોભ્યા જેટલે, ઋષિ મનમાં હર્ખ્યા તેટલે
ત્રિબિંદુએ બહુ દીધા માન, ભલે પધાર્યા શ્રી રાજાન.
હાસ્ય વચન દીધી આશીષ, ધસી રાજાએ નામ્યું શીષ,
દંડવત્ જવ કીધા રાય, રાણી લાગી ઋષિને પાય.
ચંદ્રામતિને ધરી ઉમંગ, તાતે બેસાડી ઉચ્છંગ,
રાણીને જઇ લાગી પાય, હું અપરાધણી છું રે માય.
રે પુત્રી તું હુઇ જવ ફોક, હું તો ધરતી અતિશે શોક,
રાણીએ તે લીધું બાળ, ભલું કીધું તેં દીન દયાળ.
ત્રિબિંદુને મન્ હર્ખ ન માય, સહસ્ર અઠયાસી તેડું જાય,

---

૧ પાલખી.

વિચારમને કરી મુનિજન, સેવક મોકલ્યો બ્રહ્મ સદન.
ત્રિબિંદુ આશ્રમ યજવો યાગ, સુર સમસ્તના ઉત્તમ ભાગ,
એવું સુણીને સેવક જાય, જાતાં પ્રણમ્યા શ્રી ઋષિરાય.
ચૉરી વિધિ બાંધે ઋષિજન, આણ્યો મંત્રથી હુતાશન,[1]
સહસ્ર અઠયાસી ઋષિ જવ મળે, રાય હરખ્યો પ્રણમી તેટલે.
રીત ભાતથી સૌ વહેલા થાય, કન્યા દાન તાંહાં દેવાય.
મળી માનિની મંગળ ગાય, પુંગી શ્રીફળ સબળ અપાય.
નાગરવેલ ફળ ફૂલ અપાર, વેદ ધ્વની થાયે અતિસાર.
હર્ખ ધરી દીધાં બહુ દાન, અશ્વ રથ આપે રાજાન.
રત્ન મણિ માણેક સુવર્ણ, સંતોષી રાય લાગ્યો ચર્ણ.
સર્વ ઋષિ સંતોષ્યા સાર, આપી વસ્તર[2] ન લાભે પાર.
કથા સાંભળે એકે મન, એણી પેરે બોલ્યા જગજીવન.

---

૧ અગ્નિ. ૨ વસ્તુ.

### કડવું ૧૭ મું–રાગ ધન્યાશ્રી.

કન્યા દાન દેઈને ચાલ્યો, શીઘ્ર થઇ તે રાયજી,
આશીર્વચન વિપ્રે બહુ દીધાં, ચિર જીવી વર રાયજી.
શીઘ્ર થઈને રાજા સાંઢયો,[1] ગંગા તીરે જાય જી,
સેવક વેગે ત્યાં મોકલ્યા, આશ્રમ પહોચતા થાયજી.
રાજાએ મને સાચો જાણ્યો, મુનિવર મોટો પાત્રજી,
બહુ વિનય કરી રઘુ રાયે, તે કીધો જામાત્રજી.
ઋષિજી તેને સ્થાનક ઠરીયા, આનંદે દિન જાયજી,
ગંગાતટ ગૃહ ધર્મ ચલાવે, સ્મરે શ્રી યાદવ રાયજી.
એણી પેરે મુનિ કાળ નિર્ગમે, ભક્તિ હરિ આ રાધેજી,
કુંવર કરે પિતાની સેવા, ઉદ્દાલક તપ સાધેજી.
કુંવર કરે પિતાની સેવા, લાવે વન ફળ નીરજી,
માતા કેરી આજ્ઞા પાળે, સ્મરે યાદવ વીરજી.
એક સમે મુનિ આજ્ઞા આપી, જાઓ સુત સમિધિ લેવાજી,
દર્ભ પાત્રી જઇ વેગે લાવો, કરવા શ્રી હરિની સેવાજી.
વાત સુણીને કુંવર ચાલ્યો, સુંદર વન મોઝારજી,
સ્નાન કરી સમિધિ લેઈને, સ્મર્યા દેવ મોરારજી.
તેણે સમે કો દેશાંતરનું, નદીએ આવ્યું પૂરજી,

---

૧ ચાલ્યો.

કુશ પાત્રી તણાઈ ગઈ, જેથી પાછો વળીયો શૂરજી.
એમ થતાં નિત્ય વેળા વામી,[1] ક્રોધે ભર્યા આતુરજી,
ઉદ્દાલક ઋષિ કોપ્યા મનમાં, જાણે સાયર પૂરજી.
તેણે સમે તે કુંવર આવ્યો, લાગ્યો પિતાને પાયજી,
દેશાંતરનું પૂર જ આવ્યું, જેથી ફૂલ સમિધિ તણાયજી.
બહુ શ્રમ મીથ્યા તાં કીધો, ધરીયું દુઃખ અપારજી,
તેણે સ્થાનકથી ઉગાર્યો, વેગે વિશ્વા ધારજી.
ત્યારે ઋષિ ક્રોધથી બોલ્યા, જીવતાં યમપુર જાય જી,
એ વાયક ઉદ્દાલક ઋષિનું, તે મીથ્યા નવ થાય જી.
અપરાધ મારો કાંઈ નહીં પણ, તમે કહ્યું વચન પ્રમાણજી,
તત્ક્ષણ તેણે પાળી આજ્ઞા, જોડયા બેહુ પાણજી.[2]
એણે વચને ઘણું સંતોખ્યા, હું તો પાવન થાઉંજી,
તાત તણું તે વચન પાળવા, જીવતો યમપુર જાઉંજી.

કડવું. ૧૮ મું—રાગ. વેરાડી.

એણી પેર બોલ્યા ઋષિજી વચન, ક્રોધે રકત થયાં લોચન,
ક્રોધે ભમર ચડાવી મન, કુંવરે કાજ કીધું ઉત્પન્ન.
મુનિને ક્રોધ ટળ્યો જેટલે, સાવધાન થયા તેટલે,
બોલ્યું કુંવર વિના કેમ જાય, હવે જન્મ એ મીથ્યાય.

---

૧ ગઈ. ૨ હાથ.

પુત્ર વિણુ નહીં સુખ સંસાર, પુત્ર વિણુ ધિક્ક હોય અવતાર,
પુત્ર વિણુ પર સંપત્તિ થાય, પુત્ર વિણુ કો ન આવે સહાય.
પુત્ર વિણુ નવ પામે નીર, પુત્ર વિણુ નહીં સુખ શરીર,
એણી પેર દુ:ખ પામે ઋષિરાય, કુંવર પિતાને લાગ્યો પાય.
માગી શિખને કુંવર જાય, જોવા નગરી જ્યાં ધર્મરાય,
જોતો ગયો નગર ધર્મરાય, ધર્મતણું પુર જે કહેવાય.
સોળ નગર સુખ દુ:ખનાં ઠામ, અળગાં દીસે પાપી ગામ,
શુભ માર્ગે તે ઋષિ સંચરે, જંતુ દુ:ખે પીડાતાં તે મરે.
આવતો દીઠો શ્રી ઋષિરાય, ધર્મરાય તવ સામા જાય,
રત્નજડિત આપ્યું આસન, કરી ચર્ણોદક ચર્ચ્યું તન.
કરી પ્રાર્થના લાગ્યા પાય, કેમ પધાર્યા મહા મુનિરાય,
મહા પુરૂષનાં દર્શન થયાં, જન્મ કોટીનાં પાતક ગયાં.
વળતી ઋષિએ કહ્યો ઉદ્દેશ, જોવા નગરી તમારી નરેશ,
પિતાતણે ઉપદેશે કરી, કહ્યું જીવતો જા જમપુરી.
જોવા નગરી રાય નરેશ, નિવૃત થઇ પુરી હું જોઇશ,

ધર્મે દૂત તેડયા તેણી વાર, આવી ઉભા કરી નમસ્કાર.
આ મુનિવરને સ્કંધે ધરી, દેખાડો યમની પુરી,
નર વાહન કર્યું ઋષિ તેહ, જોતાં નગરી ન આવે છેહ.
નર્ક ચોરાશી દીઠા જેટલે, ત્રાન પામ્યા મુન તેટલે,
એ મળળા જે નર્ક કહેવાય, મહા પાપી તે એ સ્થળ જાય.
ચાર નર્ક મહા ઘોર કહેવાય તે દેખી ભયભિત થવાય,
અનેક જંતુ તે કરે પોકાર, સ્વામી કરો અમારી સાર.
આ દુઃખ અમે સહ્યાં ન જાય, અમને રીસ કરી ધર્મરાય,
તે દેખી બીહીન્યો ઋષિબાળ. સ્મર્ણ કરવા માંડયુ શ્રી ગોપાળ.
નીહાળી નગરી તે લઘુ વેશ, સાંભળો રાજા ધર્મ ઉપદેશ.
એક તમ કને માગું રાજાન, એ પાપીને દો ઉત્તમ સ્થાન.
વિનય કરી ઋષિ માગે એહ, ચોરાશી નર્ક ઠાલાં તેહ,
મુનિવરનાં દર્શન એ થકી, મૂકાણા જંતુ નારકી.[૧]

૧ નર્કમા પડેલા.

જંતુ સૌ નીજ સ્થાનક જાય,. સુણે ગરૂડ કહે વૈકુંઠ રાય,
આજ્ઞા માગી મુનિવર જાય, ધર્મરાય તે લાગ્યો પાય.
આવી પિતાને કર્યો નમસ્કાર, જોઈ આવ્યો મહા અધમ ઠાર,[1]
પિતાજીએ દીધી આશિષ, તુંને પ્રસન્ન હજો જગદીશ.
કહે માતાને લાગી પાય, દીધો આદર બહુ ધર્મરાય,
નાસિકેત આવ્યો સાંભળી, સુર મુનિ આવ્યા ટોળે મળી.
વિવિધ પેર પૂછે સહી તેહ, કહોજી યમનગરીનો સંદેહ.
કેવી પેરે દીઠા ધર્મરાય, ચિત્ર વિચિત્ર કરે શાં કાજ.
વળતું વચન કહે મુનિ વાણ, નર્ક ઠાલાં કીધાં સૌ જાણ,
ચાર નર્ક મહા ઘોર જેહ, તે દેખીને કંપે છે દેહ.
શુદ્ધપણે દેખાડયો મર્મ, અતિ રળિયાત થઈ રાયધર્મ,
સુણી વાત તે સહુ ઋષિરાય, હૃદેમાં રળિયાતજ થાય.
પૂછી વાત તે સહુ સુર વળે, આનંદે આશ્રમ સહુ પળે,

---

૧ નઠારૂં ઠેકાણું.

એણી પેર બોલ્યા શ્રી અવિનાશ, સાંભળતાં છુટે ગર્ભવાસ.
એ કથા ઉત્તમ તુંને કહી, ભાવ કરી સાંભળવી સહી,
સ્વપ્નમાં પણ ત્યાં નવ જવાય, હર્ખે ગાય શ્રી જંદુરાય.
નર નારી જે કરે ગુણ ગાન, ગરૂડ પ્રત્યે બોલ્યા ભગવાન,
ગાય સાંભળે પહોંચે આશ, કરજોડી કહે મેગળદાસ.[1]

---

૧ જે કાવ્ય ઉપરથી આ કાવ્ય ઉતાર્યું છે તે કાવ્ય, ઉતારનાર ભાઈ લખે છે, કે " સંવત્ ૧૬૭૪ મા આખ્યાન લખ્યું છે. મિતિ ચૈત્ર સુદિ ૨ " આ જો ખરૂં હોય તો આ કાવ્યનો કર્તા મેગળદાસ કવિ, તે વરસ પહેલા, કે તે અરસામા થઇ ગયેલો હોવો જોઇએ. જે પુસ્તક ઉપરથી આ છાપવાની પ્રત ઉતારી તે પુસ્તકમા લખ્યા સાલ આપી નથી.

# કવિ કેશવદાસ.

## મથુરા લીલા.

### (પૂર્વાર્ધ પ્રારંભ.)



કડવું ૧ લું-રાગ કેદારો—ગોડી.

શ્રી ગિરિજાનંદન ગુણનિધિ, સ્વામી સુધ બુધ કંથ,
ગજ વદન ગણ નાથની, શોભા એક જ દંત.
મૂષક વાહન મલપતો, અને પરશી પાણ[1] પ્રચંડ,
ચાર ભુજામેં આયુધ ધર્યાં, ગદા ત્રિશૂલ ને દંડ.
સુંદર શોભા અતિ ઘણી, અને સેવંતી માળ,
મોદક આહાર નૈવેદ્યશું, આગ્તી ઘંટા તાલ
પાયે ઘૂઘરી ઘમઘમે, તે વિઘ્ન હરણ વિખ્યાત,
સ્મર્યા સાર[2] કરે સદા, સુંદર સ્વામી પ્રાત
ઉમિયા અંગે ઊપન્યો, સ્વામી સુરપતિ હાર.[3]
નિર્મળ વાણી આપજો, શિવ સુત વિઘ્ન નિવાર.
ધાતા પુત્રી ભારતી,[4] પ્રણમી લાગું પાય,
અવિચલ વાણી આપજો, ગુણ ગાશું ત્રિભુવન રાય.

---

૧ હાથ ૨ સહાય ૩ સગ્ખો ૪ સગ્સ્વતિ

સુકુમારી કરૂણા કરી, મુજ મસ્તક મેળો પાણ,
અલ્પ મતિ આદર કરૂં, મા આપ અવિચલ વાણ.

શ્રી ગુરૂ ચર્ણ પ્રતાપથી, નિશાભૂતને નાસું શીષ,
મથુરા મહિમા ગાઇશું, જગ્ત ગુરૂ જગદીશ.

ગોકુલ લીલા સાંભળી, હર્ષ ધરે મન માંહ્ય,
પૂછે પરીક્ષિત પ્રેમશું, શ્રી શુકજી કહે ત્યાંહ્ય.

અનેક અસુર હણ્યા હરિ, પૂતના આદિ જેહ,
તે જાણ્યું કંસાસુરે, વેરી પ્રકટયો એહ.

રાત દિવસ નિદ્રા તજી, ભય પેઠો મનમાંહ્ય,
દિન દિન કંસ આકળો પડે, દેખે સ્વપ્ના માંહ્ય.

કાળાં કપડાં પેહેરીયાં, સકળ અંગે નાર,
નગ્ન થઇને ભેટતી, રમણી રાત સુઝાર.

ઉંટ ઉપર અસ્વાર થઇ, દક્ષિણ દિશાએ જાય,
તીલાભ્યંગ[2] અંગે કર્યું, ને પોતે નગ્નજ કાય.

છાયાને મસ્તક નહીં, થર થર ધ્રુજે ધરણ,
કાળ પુરૂષ કેડે થયો, જાઉં કેને શરણ.

અતિ ચિંતા ચિત્તમાં વસી, બેઠો સભા સુઝાર,
પ્રાણી સર્વ પેખ્યા કરે, રાજા કહે તેણી વાર.

ગોકુળ ગોપ તણે ગૃહે, બળીયા બાંધવ બેહ,
તે મુજ વેરી અવતર્યા, એહમાં નહીં સંદેહ.

---

૧ સદાનિત્ય. ૨ તેલ ચોળીને નહાવું.

નિર્ધારી મુજને કહો એ, શ્રી નારદ ઋષિ મહંત,
દૈત્ય નિકંદન અવતર્યા, અસુરનો આણશે અંત.
તે માટે તમને કહું, તમો વિચારો મન સાથ,
કયા પ્રકારે કૃષ્ણ તે, આવે આપણે હાથ.
નંદાદિ બહુ ગોપને, છાની રહે જેમ વાત,
કંસ કહે તે કીજીએ, તેમ કારજ થાય પ્રભાત.
પ્રધાન કહે રાજા સુણો, જો કરીએ દીર્ઘ વિચાર,
યજ્ઞ મિષે તેડાવીએ, અહીં રચો વ્યુહ કુમાર.
બુદ્ધિ બળ ચતુર શિરોમણિ, જે જાણે સકળ વિચાર,
તે લેઇ આવે કૃષ્ણને, કરી પ્રીત અનેક પ્રકાર.

મામે મન સ્નેહ ધરી, હું મોકલ્યો તમ પાસ,
અણ જાણે તમે ઉછર્યા. કર્યો ગોકુળમાં વાસ.

પરાક્રમ જોવા તમ તણાં, મેં દમ્યા નૃપ વસુદેવ,
બહેન દેવકી દુખી કર્યાં, તે મનમાં ધરશો એવ.
તમારો યશ શ્રી નારદ મુખે, મેં સાંભળ્યો જેણી વાર,
મળવા મન તલસે ઘણું. પણ લોક લજ્જા વિચાર.
જેહ જુગ્તે જઇને કહે, કો યાદવ ચતુર સુજાણ,
તો તે સાચું માનશે, બાળક છે અજાણ.
મંત્રી કહે મહારાજજી, આજ યાદવમાં યશવંત,
અક્રૂરના સમોવડ કો નહીં, ચતુર મહા બુદ્ધવંત.

કંસ કહે અક્રૂરને, તમે, શીઘ્ર પધારો આજ,
બાંધવ બેહુ લેઇ આવજો, કે'જો માંડયો ધનુર્યાગ.

શૂર સમર શિરોમણિ, જે શીઘ્ર ચડાવે ચાપ,
તેને કંશ રાજા રીઝશે. જોવા બોલાવે છે આપ.

તે માટે અક્રૂરજી, તમો જાઓ ગોકુળ ગામ,
કે'જો કંસે કીર્તિ સાંભળી, બળવંત કૃષ્ણ ને રામ.

રથ દેવંતને સજ કરી, આણ્યો હેલામાં જ,
બોહોતેર પાને બીડલું, આપી કહે મહારાજ.

યાદવપતિ યુક્તિ કરીને, લેઇ આવો કૃષ્ણ રામ,
સેવક થઇશું તમ તણા, કરજો અમારૂં કામ.

મારગ જાતાં મન વિષે, હર્ખે મન અક્રૂર,
શીઘ્ર જાઉં ઉતાવળો. રખે અસ્તાંગત[1] હોય સૂર.[2]

યમુના તટ સોહામણું, અતિ કોમળ છે ધરણ,
ગૌધેન પાછળ કૃષ્ણનાં, પગલાં દેખીશ ચરણ.

અંકુશ ફુલ એંધાણ છે, તે નારદે કહ્યું નિરધાર,
તે ભાગ્ય વિના ન પાગીએ, હરિ ચરણ રજ ગોપાળ.

દેખીશ રથથી તટ વિષે, હરિ ચરણ કમળ ગોવિંદ,
આળોટી અવની વિષે, મન ધરીશ મહા આનંદ.

---

૧ આથમે. ૨ સૂરજ.

કડવું ૨ જુ—રાગ ગોડી (અક્રૂર આવાગમન.)

ગૌધેન વ્રજ વિષેથી બહુ આવેજી, પાછળ પીંડાર
ગોવિંદ ગુણ ગાએજી.
શીંગ મહુઅર મોરલી વંસ વજાડેજી, આપાપણી
ગૌધેનને ગોપ વાળેજી.
કાળી કાબરી વાભરી કૃષ્ણ બોલાવેજી, હીસારો કરી
હરિ કને દ્રેકતી આવેજી.
મોર પીછ મુકુટે ધર્યા મોરલી ધારીજી, વિવિધ
કુસુમ વનમાળ શ્યામ સમારીજી
ગુંજા મંગળ મુકતામણિ શ્રીપતિ શોભેજી, કમળ
નયન શ્રી કૃષ્ણ દીઠે મન લોભેજી,
ગૌર મંડિત ગાત્ર પિતપટ ધારીજી, નટવર નવધર
શ્યામ તે કુંજ વિહારીજી.
ભુવન ભુવનથી સુંદરી કુસુમે વધાવેજી, એક એકની
આગળ થકી તેહ આવેજી
ગોપી ઉભય શિરોમણિ શ્રીહરિ જાણેજી, સન્મુખ
નિર્ખે નાથને નેહ મન આણેજી.
અક્રૂર આવ્યા યમુના તટ આશજી, દેખી પગલા
કૃષ્ણના હૈડે હર્ષજી.
નારદે નિશાન કહ્યા તે નયણે નિહાળેજી, વદી ચર્ણ
કમળ રજ તિલક કર્યું ભાળેજી.

અંતર્યામી યાદવપતિ જગ સ્વામીજી, હરિ આવ્યા
યમુના તીરે ગરૂડા ગામીજી.
ઉભય કર ઉંચા કરી શ્રી કૃષ્ણ ધાઇજી, ભેટયા અક્રૂર
સાથે પ્રેમે બેહુ ભાઇજી.
ક્ષેમ કુશળ કલ્યાણ પૂછે પરિગ્રહજી, અક્રૂર હર્ખે
ભર્યો પૂછે હરિ કેમજી.
રથે બેસી બળભદ્ર કૃષ્ણ અક્રૂરજી, આવ્યા નંદભુવને
અસ્તાંગત સૂરજી.
ઉપનંદ ને નંદ ગોપ થયા આતુર ભારેજી, શું આવ્યો
આજે અક્રૂર મન વારેજી.
અતિ આદર કીધો નંદે ભોજન વિવિધ ભારીજી.
પંચામૃત પકવાન્ન સફળ સુખકારીજી.
દેખી રિદ્ધ નંદ ભુવન અક્રૂર વિચારેજી, મહારાજ
રાજેશ્વર કૃષ્ણ એ કંસને મારેજી.
અતિ વિનય વચન કરી નંદ અક્રૂરને પૂછેજી, અમો
મિત્ર સદા વસુદેવના દેવકી કુશળ છેજી ?
તમો કૃપા કરી કેમ આજ તે કારણ કહીએજી, અમો
ભૂપતિના ભય માટે ચિંતા વશ રહીએજી.
અક્રૂર કહે નંદરાય ચિંતા કાં આણોજી, શ્રી કૃષ્ણ તે
ત્રિભુવન ઇશ જગત ગુરૂ જાણોજી.
હું મોકલ્યો રાય કંસાસુરે શ્રી કૃષ્ણને લેવાજી, તે
મામાને મન મોહ ભાણેજને મળવાજી.

તમો ગોપ સકળ જન સાથ સંગ શ્રી રામજી,
હળધર હરિ મળવા હેત છે યાગનું કામજી.
ત્યાં ધનુર્યાગ પ્રારંભ માંડયો છે ઘેરજી, જોવા તેજ
બળ યોદ્ધ પ્રતાપની પેરજી.
નંદ કહે નૃપ કપટ કર્મ જાણોજી, કાં અક્રૂર થયા
અજાણ જે આજ વખાણોજી.
અમો આવ્યા હરિને તેડવા તે કહી વાતજી, પણ
કૃષ્ણ ચરિત્ર તમો જાણો છો નંદજી તાતજી.
જેણે શકટ તૃણાવત પૂતના શકટ તાં મારીજી,
તે કંસ કવણ પ્રકાર હણશે મોરારીજી.
ત્યારે નંદ કહે જાઓ સર્વે સાથી ઘર સૂત્રજી, તો
એ કાળતણે નહીં આપું મુજ પુત્રજી.

કડવું. ૩ જું—રાગ રામગ્રી.

નંદજી બોલ્યા ધરી મન શોકજી, અક્રૂર જો જો આ
સર્વે ગોપજી.
વિઘ્નથી રાખ્યા શ્રી કૃષ્ણ રાયજી, નહીં તો વ્રજનું
નહીં રહેતે નામજી.

દોહ.

નહીં નામ રેહેતું વ્રજતણું, એવા અસુર આવ્યા
પ્રૌઢ,
ત્યારે કૃષ્ણે તેહ શમાવીયા, ત્યારે અમો થયા
દિગ્મૂઢ.

વળી દાવાનળની રાખમાં, ગોપ વત્સ ને ગાય,
અમને આંખ મીંચાવીને, દવ પીધો વૈકુંઠ રાય.
તે કારણ સઘળુ કંસનું, અમો લહું સારોદ્ધાર,
તે માટે કૃષ્ણ રામને, નહીં ચડાવું નૃપ દ્વાર.
તમો યાદવ જગતને કમો, સહુ જાણો કંસની વાત,
જેણે બાંધ્યા ગૃહે વસુદેવ દેવકી, અને ઉગ્રસેન તાત.
તેહ તણો વિશ્વાસ અમોને, કેમ આવે તે મન,
અક્રૂર તમો ભલે આવીયા, અમ ભુવન કર્યું પાવન.
ત્યારે કૃષ્ણ વળતા બોલીયા, કાં કરો ચિંતા તાત,
અક્રૂર ને વસુદેવ માંહાં, અંતર નથી સાક્ષાત.
જો તેડવા એ આવીયા, યાદવમાં વૃદ્ધ પુરૂષ,
તો જશું રમતા રાજ્ય ભુવને, લેશું સકળ ભૂ ધનુષ.
જો કપટ કરશે તો તેહને, અંતે આવશે કામ,
ચિંતા નિવારો નંદજી, એમ બોલીયા બળરામ.
ગોપ જન સઘળા સજ કર્યાં, ઘટ ભર્યાં દધી ઘૃત દૂધ,
આહીર વીર પ્રચંડ યોદ્ધા, વિમાશે મન બુદ્ધ.
યજ્ઞ મહોત્સવ જોઇને, આવશું આપણે ઠામ.
કંસ કરશે કપટ કદાપિ તો, કરશુ સબળ સંગ્રામ.
વસુદેવ દેવકી ઉગ્રસેનના, છૂટશે બંધ પાશ,
યાદવ યોદ્ધા તે હર્ખશે, પહોચશે મનની આશ.
કૃષ્ણના એવા વાયક સાંભળી, ગ્રહ્યું નંદજીએ મૌન્ય,
(ત્યારે) યશોદા જળ નયણે ભરતી, કહે સાંભળ તન.

કંસ કુબુદ્ધિ કઠણ પાપી, રાજ્યનો અધિકાર,
તેહ સાથે કેમ ચાલશે, મારા કૃષ્ણ બાલ કુમાર.
માતા મેં માટી ખાતા દેખાડયું, હતું તને સુખ,
તે હું બાળક તાહરો, ઉતારશું મદ ભૂપ.
ગોવર્દ્ધન પર્વત ધર્યો, તે શેં ન જાણો માય,
એમ કહી સમજાવી યશોદા, કૃષ્ણ લાગ્યા પાય.
(ત્યારે) જનની કહે જય પામજો, બાંધવ તું ને રામ,
કંસ વધ કરી આવજો, વસુદેવનુ કરજો કામ
બ્રખુભાન ભુવને ગયા ગોવિંદ, રમણી મહીત દ્વાર,
મથુરા જઇને આવશું, રાધીકા રાખો ધીર.
અતિ પ્રાણપે અતિ વલ્લભ, મન જ્ઞાન અંતર જોય,
હું હૃદય તારે સુંદરી, તું હૃદય મારે હોય.
મધુવન વાસી વનીતા, તુજ મુજ ન અંતર થાય,
એવું સુણીને શશીવદની, જેમ કુસુમ કળી કરમાય.
સ્વરૂપ ત્યાં સંભારો સુંદરી, ગિરિ ગોવર્દ્ધન પેર જેહ,
તે સભારી આનંદ ઉરમાહી, આણજો અતિ સ્નેહ.
ભક્તિ સ્વરૂપ તે રાધીકા, સાક્ષાત્ એ અવતાર,
એને જાણે સનકાદિક ઋષિ, શુકદેવ કરે વિચાર.
અથવા ઉમિયા ઇશ બ્રહ્મા, અને સનત્કુમાર,
નવ યોગેશ્વર જનક લહે, મર્મ તે સારોદ્ધાર.

પ્રલ્હાદ ને પંચાલી સતી, નરસૈંયો ને નામદેવ,
કલિ તણા નીજ દાસ થયા, પામ્યા શ્રી શુકદેવ.
પ્રભાત કાળે સજ્જ થયા, નંદ ગોપ ગોપાળ,

× × × × ×

અક્રૂર રથ ઉપર થયા, તે અસ્વાર આરૂઢ,
રથ રહ્યો નંદ આંગણે, ગોપી સહુ થઇ દિગ્મૂઢ.

કડવું ૯ મું રાગ—ટોડી.

ગોપી એકાંત મળી સર્વ નારી, રથ બેઠા દેવ મોરારી.
મથુરા રામ કૃષ્ણ સીધાવ્યા, ગોપી યૂથ મળીને આવ્યાં.
પ્રાણજીવનને કોણ લેઈ જાય, હરિ વિના ઘડી વરસો સો થાય.
રથ જોયો શશી નયન ચકોરી, પ્રીતિપાશ ન છૂટે દોરી.
નંદ યશોદાની સાથ ગઇ બધ,[૧] કૃષ્ણ જાતાં કેમ રહેશે સુધ.
આપણ સર્વકો જઇએ સાથ, જ્યાં જાય છે વ્રજનો નાથ.
રામ સાથે પ્રમદા મ લેઇ જાય, અક્રૂર મનમાંહે વિસ્મય થાય.

---

૧ બધી.

લોપી લાજ રથ વળગી નારી, રામ કૃષ્ણને લેઇશું ઉતારી.
કયાંથી આવ્યા (કવણ) તમો શું નામ, હરિ હળધરનું શું છે કામ.
નંદ યશોદાનું ગયું જ્ઞાન, કાંહાં મોકલે છે ગોકુળ કા'ન.
ગદ્ ગદ્ કંઠે તે ગોપી થાય. અક્રૂરને તે લાગે પાય.
કૃષ્ણ વિના અમો ન રહેવાય, કાં રે જાદવ જીવન લઇ જાય.
અક્રૂર કહે તમો સાંભળો માય, યાગ કરે છે કંસાસુર રાય.
હું મોકલ્યો કંસ ભૂપાળ, શીઘ્ર લઇ આવો ગોપ ગોપાળ.
ઉર ઉધરકે નયણે ભરે નીર, ગોપી થઇ સહુ વિકલ શરીર.
બુદ્ધિ રહિત મુખ બોલે બાળી, અક્રૂરનો રથ મૂકો પ્રજાળી.
રામ કૃષ્ણને મેહેલી રથ વાળો, અક્રૂરને બહુ દેતી ગાળો.
અક્રૂર નહીં ક્રૂર કો પાપી, વણુ અપરાધે અમો સંતાપી.

રામ કૃષ્ણ લઇ જાશો આજ, તો અમો કરશું પ્રાણને ત્યાજ.
સ્ત્રી હત્યા સમું નહીં પાપ, સકળ મુકત પામશો તમો બાપ.
અમો અબળાએ બળ ન થાય, જઇ સમજાવો કંસાસુર રાય.
કૃષ્ણ જતાં જશે અમો પ્રાણ, અક્રૂરનો રથ થૈ જજો નિર્વાણ.
કોઇ અબળા કહે જઇએ સંગ, યોગ તણો ત્યાં થાશે ભંગ.
પ્રાણ વિના કેમ રહેશે દેહ, નહીં છૂટે કૃષ્ણનો સ્નેહ.
આપણ સહુ મળી કરીએ એહ, રથ હેઠળ જઇ ધરીએ દેહ.
ઉપર થઇને જાય જગદીશ, પ્રાણ ગયે કેને નથી રીસ.
ગોપી ભક્તિ લહી અક્રૂર, નયણે જળ આવ્યાં ભરપૂર.
ધન્ય ધન્ય પ્રીતિ તમારી માય, કાલે આવશે ગોકુળ રાય.
રથથી ઉતરી અવિગત નાથ, અવધ પરઠી વાળ્યો વ્રજ સાથ.
હાંકયો રથ તે હળધર વીર, ગોપી નયણે ઢાળે નીર.
રથ દેખી સખી વિહ્વળ થાય, કૃષ્ણ કૃષ્ણ કહી પુઠે ધાય.

૨૪ નહીં દીસે ઉડે એહ,[૧] સાલે શ્યામળીયાનો સ્નેહ.
તરૂવર ચડી નિખેં સહુ નારી, (અહો) કષ્ણ હે કૃષ્ણ સંગ નિવારી.
અલ્પ ભાગ્યની આહીરડી નારી, આજ કૃષ્ણે મૂકી વિસારી.
પ્રમુખ સાથ મળ્યો સર્વ ગોપી, હણુત અક્રુરને લજ્જા લોપી.
અથવા અક્રૂર આવતા તતખેવ, લઇ જતા કૃષ્ણ ને બળદેવ.
ગોવર્દ્ધન શિખરે શ્રી રંગ આપણુ રેહેત એકે શૃંગ.
ફરે ઓરતો મન પસ્તાય, હરિ વિના ઘડી વરસો સો થાય.
નંદ યશોદાને કહ્યો વિચાર, હાથથકી મણિ બેઠા હાર.[૨]
નવ રિદ્ધ અષ્ટમા સિદ્ધ કૃષ્ણ, મહા મંગળ હરિ આદિ વિષ્ણુ.
મળી ગોપી નયણે જળ ધાર, આવી માત યશોદા દ્વાર.
યશોદાજીને લાગી ચરણ, નયણે નીરતણા વહે ઝરણ.
માતા કૃષ્ણે વિસાર્યાં આજ, મથુરા જઇને કરશે રાજ્ય.

---

૧ રજ, ધૂળ ૨ હારી

કંસાદિક અસુર બળવંત, કૃષ્ણ આણશે તેહનો અંત.
આજ ભાગ્યવંત મથુરા નારી, તેને નિરખંશે દેવ મોરારી.
આપણાં સુકૃત અઘટિત જેહ, દેવાંગના સર્વે કહેતાં તેહ.
તે અમો મેલી ગયા ગોવિંદ, ઉદીયો[1] મથુરામાંહી ચંદ્ર.
દેવલ દેવ ને દીપક હીન, તેમ હરિ પાખે વ્રજમાં દિન.
રયણી[2] ચંદ્ર વિનાની જેમ, હરિ વિના ગોકુળ દીસે તેમ.
જેમ શ્રીમંત કો નિર્ધન થાય, તેમ કીધાં અમો જાદવરાય.
કોકીલ સુતને પાળે કાગ, અવધે તેહ કરે જેમ ત્યાગ.
તેમ અમારા મનોરથ જેહ, શ્રીકૃષ્ણ જાતાં પામ્યા છેહ.
ગોપી નિકાંત ગોવિંદ ગુણ ગાય, તેને ક્ષણ વરસો સો થાય.
કૃષ્ણ વિરહે કરે અબળા બાળી, લોચન નીર નિવારે વાળી.

---

૧ ઉગ્યો, ઉદય થયો. ૨ રજની, રાત.

ધીરજ ધરી હરિનું ધરે ધ્યાન, હૃદય કમળ બેઠા
ભગવાન.

## કડવું ૫ મું–રાગ ધન્યાશ્રી.

### ( શ્રી કૃષ્ણનું મથુરા ગમન ).

હરિ સમજાવી રે, સર્વ સુંદરી, પ્રેમદા પ્રીછે રે,
અવધની પેર કરી;
વાચા લીધી રે, વનીતાએ ખરી, એક સંવત્સરે રે,
સવાર બીજી કરી.

ઢાળ.

સંવત્સર ફરી આવતાં, મળશું કહી મહારાજ,
શીઘ્ર થઇને રથ ચલાવ્યો, મથુરા જવા આજ.
નંદાદિક આગળ ગયા, ઉતર્યા યમુના પાર,
એટલે રથ તે આવીયો, જઇ સુતા તટ મોઝાર.
યમુના ઉતર્યા નીર પાવન, પરમ પવિત્ર અપાર,
અક્રૂર કહે માર્જન કરૂં, રથ રાખો જગદાધાર.
કૃષ્ણ બળભદ્ર રથ રહી, અક્રૂર નાહાવા જાય,
અઘમર્ષણ કરતાં ઉદક મધ્યે, દીઠા વૈકુંઠ રાય.
રૂપ મનોહર નંદાનંદન, નવલ કુંવર કીશોર,
ચરણ નખ મણિ ઘંકણી, ઘૂઘરી છે ઘનઘોર.
પરિધાન પિતાંબર તણી, પલવટ વાળી નાથ,
હૃદયે શ્રીવત્સ લાંછન, કૌસ્તુભ ચતુર્ભુજ હાથ.

બાજુબંધ ને બહેરખા, નવ દશન છે જોડ,
પોંહોચી જવ પદ્મરાગે, મુદ્રિકા મણિ કોડ.
ગ્રીવા માળા કનકની, વિજયંતી મુકતા માળ,
અધર બિંદુ દશન દામણી, જિવ્હા રસિક રસાળ.
કીર જ નાસા અતિ નિર્મળી, કમળ દલ હરિ નયન,
ભ્રુકુટિ ચાપ ચપલ ચપલા, વસે તાંહાં કોટીક મયણ.
મકર કુંડળ ગંડ મંડિત, કોટી દિન પ્રકાશ,
મૃગ મદ તિલક મહા શોભે રેખા, વિશાળ ભાળ અવિનાશ.

મુકટ મણિમાં મોર ચંદ્રક, તે શોભે ધનુષાકાર,
રૂપ સુંદર શ્યામળો, નવ રંગ નંદ કુમાર.
કનકાંબર ઉપરણ સુંદર, કોટી કંદર્પ રૂપ,
શેષ ફેણ પર કૃષ્ણ જોયા, સ્વામી સત્ય સ્વરૂપ.
અક્રૂર જોઇ જળ વિષે, વિસ્મય થયા તેણી વાર,
રથ વિષે જોયું ફરી, તાંહાં દીઠા નંદ કુમાર.
વળી જોયું જળ વિષે, દિનમણિ કોટી પ્રકાશ,
અખીલ વિશ્વ સ્વરૂપ દીઠા, જ્યોતિ તેજ પ્રકાશ.
વળી વળી જુએ રથ વિષે. બળભદ્ર કેશવ બેહ,
પણ નંદનંદનનું સ્વરૂપ સુંદર, જળ વિષે હરિ તેહ.

પછે કરી પ્રણવ ઘણા, હરિને ચરણે મૂકયું શિષ,
તું યોગેશ્વરને દુર્લભ શ્રીપતિ, સ્વામી શ્રી જગદીશ.

ધન્ય ધન્ય કૃત કાર્ય મારાં, સર્યાં સર્વે આજ
(ત્યારે) તટ વિષે જઇ ચરણે હરિને, નમ્યા મૂકી લાજ.
અક્રૂર કહે અનંતજી તું, અખીલ વિશ્વાધાર,
દેવાધિદેવ દયાનિધિ, કરી માહારી સાર.
સંદેહ નિવાર્યો સ્વામીજી, સંસાર તારક નામ,
વિશ્વ પાલક કહાનજી, કરશો તે કંસનું કામ.
બળભદ્ર કૃષ્ણ અક્રૂર રથ, આરૂઢ થયા તેણી વાર,
મથુરા સમીપ વન વાટિકા, તાંહાં ઊતર્યા મોરાર.
નંદાદિક આહીર ગોપ તે, મળ્યા તેણે ઠામ,
ત્યારે અક્રૂરે આગળ થકી, જઇ કર્યાં દંડ પ્રણામ.
ધન્ય ધન્ય નંદ ગોપ આહીર, પુણ્યનો નહીં પાર,
હરિ ભુવન આવો મારે તો, સફળ હોય અવતાર.
શ્રીકષ્ણ કહે રે કંસ રાયના, અમો તેડા આવ્યા આજ,
પ્રથમ તેહને ભેટશું, કરી યાગ કેરૂં કાજ.
વસુદેવ ને ઉગ્રસેનની, અમો શીઘ્ર કરશું પેર,
પછે સર્વ સાથે આવશું, કાકા તમારે ઘેર.
તમો જઇ કહો રાય પ્રત્યે, આવ્યા નંદ ગોપાળ,
વાડી વિષે તે ઉતર્યા, આવશે પ્રાતઃકાળ.
અક્રૂર વળીયા શિષ નામી, રાજ ભુવને જાય,
દ્રુત કારજ કરી આવીયો, હૈડે હર્ષ ન માય.

આવતા અક્રૂર દેખીને, સભાશું રાજન,
ઉઠીને સહુ ઉભા થયા, આદરે દીધા માન.
અક્રૂર કહે નંદ ગોપ ગોવિંદ, આવીયા છે આજ,
વાડી વિષે તે ઊતર્યા, ભોજન કરવા કાજ.
ઘૃત દધી દૂધે ઘટ ભર્યા છે, સહસ્ર એક અપાર,
નંદાદિક ગોપની સાથે, સુંદર વેશ કુમાર.

કડવું. ૬ ઠું—રાગ આશાવરી.

ત્યારે અક્રૂરને આગ્ન્યા કરી, અતિ પ્રેમ તે મનમાં ધરી,
કારજ કરી શીઘ્ર તમો, આવ્યા સહી રે.
શ્રમિત થયા છો અતિ ઘણા, અમો સેવક થાશું તમો તણા,
એવાં કારજ તે તમો પાખે, કો નવ કરે રે.

ઢાળ.

કો નવ કરે એમ કહ્યું કંસે, અક્રૂર બોલ્યા વાણ,
પ્રીતે મળવા યોગ્ય છે, સાક્ષાત્ સારંગપાણ.
તમો વિમાસો છો મન વિષે, તે ન થાશે રાજન,
જો પ્રીતે મળશો રાયજી તો, થાશે પરમ કલ્યાણ.
ત્યારે કંસ કહે નીજ ભુવન જઇને, આવજો અક્રૂર,
ભાઇ તમારી આજ્ઞા થકી, કાંઇ અમો નથી દૂર.
અક્રૂર સયન સમે આવ્યા, સંભારે શ્રી નાથ,
તેટલે યાદવ યોદ્ધ આવ્યા, મળ્યો સઘળો સાથ.

તમો કંસે કપટ કરીને, મોકલ્યા ગોકુળ જેહ,
તેશું લાવ્યા નંદ ગોપ સાથે, કૃષ્ણ બળભદ્ર એહ.
અક્રૂર કહે વાડી વિષે. ઊતર્યો શ્રી ગોપાળ,
બળવંત માધવ રામ સાથે, કૃષ્ણ દીન દયાળ.

પ્રધાનને તેડી પરઠ કીધો, યોદ્ધ દશ સહસ્ર વીર,
તે ધનુષ યજ્ઞ શાળા વિષે, મોકલો મહા રણધીર.
પ્રથમ પૂજા કારણે, પાઠવશું કૃષ્ણ ને રામ,
પછે તેડશું રાજ સદને, કરવાને પ્રણામ.

તમો છાના રે'જો ભુવનમાંહીં, મુખે રખે બોલો કોય,
રામ કૃષ્ણને આવતાં, ગ્રહજો તે બળ કરી સોય.
હવડાં તે જાઓ આશ્રમે, ક્ષણ રખે લાગે વાર,
તે કંસની આગ્ન્યા લેઇને, ચાલીયા તેણે ઠાર.

પ્રધાનને કહી પ્રીછવ્યું, તમે જાઓ સાથે યોદ્ધ,
બાંધવ બેહુ આવ્યા પછી, દ્વારનો કરજો રોદ્ધ.
ચાણૂર મુષ્ટિક્ પ્રબલ પર્વત, મળ્યા તે ત્યાં રાય,
કંસ કહે હાથે કૃષ્ણ આવ્યો, જીવતો રખે તે જાય.

કુવલયાપીડ મહા કુંજર, દીસે પર્વત પ્રાય,
તેને તેડી રાય કંસે, કર્યો અધિક પસાય.

આવતા પોળે પ્રથમ ગ્રહજો, કૃષ્ણ ને બળદેવ,
પછાડીને પ્રાણ લેજો, રાય કહે અવશ્યમેવ.

વળી અનેક યોદ્ધા મહારથી, તે તેડયા ભૂપાલ,
કંસ કહે સંગ્રામ માંહીં, હણજો તે શ્રી ગોપાલ.

ધનુષ શાળા મલ્લ શાળા, હસ્તી પીલણ ઠામ,
ચોહો-દિશ ફરતા ચોક રાખ્યા, જેમ સબળ હોય સંગ્રામ.

અનેક અસુર તેડાવીયા, બીહામણા મહા ક્રૂર,
સૈન્ય મેળવ્યું કંસ કુમતિ, યથા સાગર પૂર.
વાડી વિષે ઊતર્યા તે, જમ્યા દધી ઘૃત ભાત,
અમો ધનુષ જોઇને આવશું, સાભળો મારા તાત.
ગોવાળ તેડાવ્યા સંગાતે, સંચર્યા ભગવાન,
બળભદ્રને કહે શ્રી કૃષ્ણ, બાંધવ થાઓ સાવધાન.

સુકન સામા મળ્યા હરિને, સવત્સી વળી ગાય,
દોરે બાંધી વૃષભને તે, કરસણી[1] લેઇને જાય
કન્યા કુમારી કળશ ભરીને, સુંદર શોભાવાન,
એવી ચાર મળી શ્રી રંગને, મન હરખ્યા ભગવાન.

સુવાસણ મંગળ ગાતી, વધુ વિપ્રની નાર,
દધી દૂર્વા અક્ષત આરતી, પેહેર્યા સકળ શણગાર.
પરીયટ વસ્ત્ર પખાળીને, પોઠીએ ભર્યો ભાર,
આ કાંહાંથી ગોવાળીયા, આવ્યા છે નગર મોઝાર.
ત્યારે કૃષ્ણ કહે પરીયટને, અમને વસ્ત્ર તારાં આપ,
પ્રભાતે પાછાં આપીશું, રાજા તણો પ્રતાપ.
કહે પરિયટ ગોવાળ વનચર. હોંસ મોટી થાય,
હવે કંસને મળ્યા પછી, તમે વસ્ત્ર પેહેરશો ક્યાંય.

---

૧ ખેડુત, કૃષિ કરનારો

ચાણૂર મુષ્ટિક બળ પ્રબળની, વાગશે જ્યારે મૂછ,
ત્યારે વસ્ત્ર સાગં શોભશે ! ! ભાંગશે સઘળી પૂછ.
પછે ક્રોધ કરીને કા'નજીએ, બુશેટ [1] માર્યો મુખ,
મસ્તક તાંહાં ઉડી ગયું, પછે પડ્યું અવની પૃષ્ટ.
વસ્ત્ર તે લુંટી વિઠ્ઠલે, સહુ સોહાવ્યા ગોવાળ,
પેહેરાવી તે ગોવાળીયાને, કીધા ઝાકઝમાલ.
નગર પોળ પ્રવેશ કીધો, સુંદર શ્યામ શરીર,
મથુરા નિવાસી મન હર્ખે, આ ધન્ય કો એહુ વીર.

કડવું ૭ મું રાગ આંદોલ ગોડી.

સ્વામી એ શ્રી હરિ રૂપ નિધાન એ, કહાન કોડામણા શ્યામળા રે.
સ્વામી એ નગરની નિર્ખે છે નાર એ, કુમાર કુંવર કાંથી આવીયા એ.

ઢાળ.

કુમાર કુંવર કોટી કંદર્પ, કમળ નયન વિશાળ,
નિર્ખી નયણે સુંદરી, તન મન કરે બલીહાર
ભુજ મયંક ચંદન તિલક, કેસર કચોલું ભરી પાન,
કુબ્જાએ દીઠા કૃષ્ણજી, જાણ્યા શ્રી ભગવાન.

---

૧ તમાચો, લપડાક. હિન્દુ સ્ત્રીઓને સીમંત વખતે તેમને દીયર તમાચો મારે છે તેને બુશેટ, ને મારનાર દીયરને બુશેટીયો કહે છે

ભાવે કરી આગળ જઈને, અર્ચ્યા શ્રી ભગવાન,
તમો જાણ્યા સારંગપાણી, આવી છું મમ કાન્ત.
હરિ હસ્યા કુબ્જા વિકટ વાંકી, વૃદ્ધ દિસે દેહ,
પદ ચાંપી પદ પલ્લવને, સમી કીધી તેહ.
થઈ રૂપ સુંદર શશિ વદની, અબળ શોભાવાન,
મેનકા રંભા ઉર્વશીથી, પરમ રૂપ નિધાન.
હરિણાક્ષી હસિત વદન કરી કહે, કૃષ્ણ કમળા કાન્ત,
મુજને વરો મહારાજ જી, તમ વચન છે ભગવાન.
હરિ કહે સાંભળ સુંદરી, આ સમય તે નવ હોય,
કંસનું કારજ કરીને આવશું, ભુવન તારે સોય.
પછે સુદામા નામે માળી, પરમ ચતુર સુજાણ,
તેણે અનેક પુષ્પની માળા કરી, પૂજ્યા પુરૂષ પુરાણ.
પછે સકળ ગોપની કરી પૂજા, ચરણે નામ્યું શિષ,
મુજ ભુવન પ્રભુ પધારીએ, સેવા કરૂં જગદીશ.
વર આપ્યો વૈકુંઠ પતિએ, તમો સેવા કરજો દેવ,
જન્મ જન્મ ભકિત અમારી, પામશો અવશ્યમેવ.
ત્યાંથકી ચાલ્યા ધનુષ મંડપ, જ્યાં રચી છે રચનાય,
શ્રી કૃષ્ણ કહે બળભદ્રજી, આ ધનુષશાળા હોય.
ચોકમાં રક્ષા કરે યોદ્ધા, કપટ કંસે કીધ,
એ ભુવનમાંહી વીર બેઠા, આગળ દ્વાર તે દીધ.
બળભદ્ર કહે જઇ જોઇએ, ધનુષ તે સાંહાંનું નામ,
તેનો યાગ તે આંહાં કેમ કરશે, આહાં આવશું કોણ
કામ.

તે દ્વાર પાળને પદ પ્રહારે, પાડયા તે બળવીર,
પછે બાંધવ બેહુ સંચર્યા, મન વિષે રાખી ધીર.
તે ધનુષ ધરીયું કૃષ્ણજી, ચઢાવ્યું તે ચાપ,
કર્ણાંત તાણ્યુ કાહાનજી, મોડયૂં વિશ્વાધાર.
તેનો શબ્દ ગયો આકાશ માહી, ત્રિલોક પામ્યા ત્રાસ,
ત્યાં કંસ નાઠો ભુવનમાથી, પડયાં ભુવન અવાસ.
પોળ પાડી ચારે નગરની, થયો હાહાકાર,
દશ શહસ યોદ્ધા હણ્યા હરિએ, યુદ્ધ કરી અપાર.
તે ધનુષના બે ભાગ કરીને, ગ્રહ્યા બેઉ વીર,
તે સુભટ સર્વે ચૂર્ણ કર્યા, બળવંત જે મહા ધીર.
પછે દેઈ કમાડને નગર મધ્યે, નિસર્યાં યદુ વીર,
તે રવિ અસ્તાંગતે આવીયા, સુંદર શ્યામ શરીર.
જઈ નંદને પ્રણામ કીધો, કહી માંડી વાત,
સૈન્ય સાથે કંસના તે, પ્રધાન શમીયા સાત.
દશ સહસ યોદ્ધા દળપતિ, મહા પરાક્રમી ઉદાર,
તે રહ્યા ધનુષ શાળા વિષે, દીધું રહ્યું છે દ્વાર.
તે વાત કંસે સાભળી, પ્રધાન સાથે યોદ્ધ,
તે હણ્યા કૃષ્ણે ધનુષ ગોખે, ધરી મનમાંહાં ક્રોધ.
કંસ કહે મમ પ્રાણ હણતાં, જાણજો ગોપાળ,
મેં તેડાવ્યા તે કર્યું રૂડું, પહોંત્યો મમ શીષ કાળ.
હવે કહો હું શું કરૂને, જાઉં કોહોને શર્ણ,
મેં પોતાને હાથે કરી, માગીને લીધું મર્ણ.

ગોપાળ બાળ ગોવાળ તે, શું યોદ્ધામાં લેખાય,
પણ સુતા મારે સર્વને તે, જાણજો સત્ય ઉપાય.

વળણ.

જાણજો સત્ય ઉપાય રે, કંસ દેહ કંપે ઘણી,
તેડયા યોદ્ધ મહા મલ્લ યોદ્ધા, ધીર દીધી મથુરા ધણી.

કડવું ૮ મું—રાગ મારૂ.

રાય હૃદયે શોક ન માય, હવે કરવો કવણ ઉપાય.
તેડયા હસ્તી કેરા બહુ માવત, તેને કંસ કહે છે વાત.

જ્યારે આવે કૃષ્ણ ને રામ, તેને ગ્રહજો તેણે ઠામ.
પછાડજો અવનીની સાથ, તેના ભાંગજો પગ ને હાથ.
ચગદાવીને લેજો પ્રાણ, પછે અમોને કરજો જાણ.
રખે ત્યાંથી આગળ આવે, નાહાશતાં તે રખે ફાવે.
હું આપીશ અધિક પસાય, એ કારજ કરો ગજરાય.
પછે યોદ્ધા ઊગર્યાં જેહ, મળ્યા મંડપ તેડયા તેહ.
એવી વિધ કરીને રાય, નીજ મંદિર મધ્યે જાય.
જઇશું તો તેણી વાર, સાનિધ્ય દેખે દેવ મોરાર.
એવે અબળા કરી શણગાર, રાય આગળ આવી નાર.
તે દેખી કામિની રૂપ, મનમાં બહી ઉઠયો ભૂપ.

કોણ કૃષ્ણ રૂપ તું નારી, મહા વેગણ દીસે અમારી.
મુને મારશે નંદકુમાર, તુ સાવધાન રહેજે નાર.
કહે કામિની કો નથી રાય, તમે સુખે કરો નિદ્રાય.
એમ કરતાં રેણી વિહાણી, ઉઠયા બળભદ્ર સારંગ પાણી.
ઉઠયા નંદ ગોપ આહીર, સૂક્ષ્મ પ્રોક્ષણ કીધાં યદુવીર.
હવાં સ્નાન શુદ્ધ તેણી વાર, કર્યો ઘૃત દધી સાથે આહાર.
હરિ કીધું તિલક વિશાળ, કર્યાં ચિત્ર ચંદન ગોપાળ.
કસ્યો કાછ પિતાંબર ધરી, મોરલીધર શ્રી ગિરધારી.
સહુ સમાન વય ગોવાળ, ગ્રહી ગેડી દીન દયાળ.
મહા મોહન રૂપ મોરારી, જોતાં તૃપ્ત ન થાય નર. નારી.
નંદ ગોપને ચિંતા થાય, હરિ કરી આવ્યા છે અન્યાય.
કેમ રાજા આગળ જઇશું, પૂછતાં શો ઉત્તર દઇશું.
તમે ગોપ સકળ લઇ સાથ, મળી મંડપ બેસો નાથ.
અમો રમતા આવશું રંગ, બાંધવ બળભદ્રની સંગ.
રાજ્ય માર્ગે ગજ છે જેહ, અમો રમાડશું જઇ તેહ.
પછે મળશું મંડપમાં આવી, તેહને લેશું સમજાવી.
મોકલ્યા નંદ ને આહીર, સજ્જ થયા છે બેહુ વીર.
મથુરા નિવાસી નાર, દેખી કંદર્પ કોટી અપાર.
વિપ્ર જાણે કો વેદ સ્વરૂપ, ક્ષત્રિયે દીઠા ભૂપ.

યોગેશ્વર કહે મહા યોગી, શ્રીમંત કહે મહા ભોગી.
ગજ દેખે ગજ મર્દન, કેસરી કો પ્રકટયો વન.
બાલ એક કોમળ બાળ, રમવા સરખો ગોપાળ.
નગર નારી સહુ વધાવે, હરિ મુખ જોવા સહુ આવે.
કંસાસુર અસુર જ જેહ, મહા યોદ્ધ જ દેખે તેહ.
જેને મન જેવો ભાસ, તેવો દીસે તેને વિશ્વાસ.
મહા પુરૂષ પૂર્ણ પ્રકાશ, ચર્ણે લાગે કેશવદાસ.

કડવું ૯ મું—રાગ આંદોલ ગોડી. ( કંસવધ. )

સ્વામી એ શ્રી કૃષ્ણને બળદેવ એ, રાજ ભુવન ભણી સંચર્યા એ,
નગર નિવાસી જન એ, પ્રાણજીવન જોવા આવીયાં એ.
સ્વામી એ કંસની પોળે બે પાસ એ, કુવલયાપીડ ગજ ગ્રહતા એ.
સ્વામીજી દેખતાં બળવીર એ, તે ધીર થઈ માવત હંકારતા એ.

ઢાળ.

હંકાર્યો બેહુ માવત તે, દેખતાં ગોપાળ,
તત્ખેવ આવીને રહ્યા, જ્યાં હતા દીન દયાળ.
ત્યારે કૃષ્ણ કહે બળભદ્રજી, કુંજર કુવલયાપીડ,
એ કંસનો પ્રેર્યો આવીયો, હવે રાખવી નહીં ભીડ.
ગજ ગ્રહ્યો કૃષ્ણે આવતાં, એક ક્ષણ ન લાગી વાર,
બીજો ગ્રહ્યો બળભદ્રજીએ, બળ કરી નિરધાર.

અન્યો અન્ય અફળાતા બેહુ, પડયા ત્યાં જંતાર,
હસ્તી ચાંપ્યા ચરણ વડે, તે રહ્યા તેણે ઠાર.
ફરી કુંભસ્થલ પગ દેઇ, હરિ એ કાઢયા તેના દંત,
બળભદ્રજીએ મુશળ ઘાથી, ફરી કીધો શાંત.
ત્યારે હાહાકાર સબળો થયો, તે નાઠા યોદ્ધા વીર,
જેણે હેલામાંહી હણ્યા તે, આગળ કેમ રહે ધીર.
ત્યાં જેવા મળ્યા યાદવો, યોદ્ધા કરે મન વિચાર,
કંસને હવડાં મારશે એ, કૃષ્ણ સારોદ્ધાર.
આપણ સર્વે ઉગ્રસેનના, કંસ સાથે શું કામ,
આયુધ મેહેલી રહો ઉભા, જેવાને સંગ્રામ.
જે જીતશે તો જઇ મળશું, યાદવ છપ્પન ક્રોડ,
હવે આજ એ સંગ્રામ માંહી, કંસની થાશે મોડ.
ત્યાંથી આગળ ચાલીયા, મલ્લ મંડપ જ્યાં વિશાળ.
ત્યા રહ્યા ઉભા મલ્લ મોટા, દીસતા મહા વિકરાળ.
ત્યારે નંદાદિકને ગોપ સાથે. બેઠા દીઠા ત્યાંહ્ય,
તે કૃષ્ણ બળભદ્ર દેખતાં, ચિંતા કરે મન માંહ્ય.
આ મલ્લ પ્રચંડ પરાક્રમી, રામ કૃષ્ણ નાંહાંના બાળ,
કંસ એ સાથે ઝુઝારશે તો, આણુશે એમનો કાળ.
સાત્યકી યાદવ ત્યાં હુતો, તેણે કહ્યું સુણ તું વાણ,
જેણે કુવલયાપીડ મહા કુંજર, તેહ તણા લીધા પ્રાણ.
તો મલ્લની ગણના નથી, મારશે એકે ઘાય,
શ્રી કૃષ્ણ આગળ મલ્લ ત્યાં, જાણજો તૃણ પ્રાય.

તેણે સમે કંસે કહ્યું, મલ્લ તમો થજો સાવધાન,
વળી અનેક યોદ્ધા જે હતા, તેને શીખ કહી રાજાન.
તેણે સમે મંડપ વિષે, આવ્યા અશરણ શર્ણ,
કમળ નયન વિશાળ ભાળ તે, મેઘ શ્યામલ વર્ણ.

પિતાંબર વિદ્યુત વર્ણે, મેખલા કટી તે સાર,
શ્રીવત્સ લાંછન ઝળકતું, વિજયંતી વનમાળ.
આજાન બાહુ અંગદ મણિને, મકરાકૃતિ કુંડળ કાન,
સર્વ અંગે ચંદન ચિત્ર નાનાં, સુંદર શ્રી ભગવાન.

બાંધવ બેહુ સમાન રૂપે, દીસતા તેણી વાર,
તે મલ્લ કહે આ બાળક સાથે, રમશું કોણ પ્રકાર.
ચાણૂર મુષ્ટિક બોલીયા, દધી દૂધના માતા દેહ,
અમો સાથે કલહ કરતાં, નીકળશે બળ તેહ.

આવો કૃષ્ણ ગોપાળ રમીએ, મલ્લ યુદ્ધ અજીત,
રાજા કંસને રમત જોવા, ઘણી છે ત્યાં પ્રીત.
બળ તમારૂં સાંભળી, અમો તે પ્રીછયું ભૂપાળ,
જો જીતશો તો ચર્ણે નમશું, માનજો ગોપાળ.

એહેવું કહીને મુષ્ટિકે, બળભદ્ર સાહ્યા હાથ,
ચાણૂર ને શ્રી કૃષ્ણજી, રમે બાથો બાથ.
અબળ પર્વત રહ્યા પાસે, હકારે તેણી વાર,
એક એકમાંહે મુષ્ટિ પ્રહારે, ઉડે છે તાં અંગાર.

મુષ્ટિક મુષ્ટિ ગ્રહી કૃષ્ણે, મોડયો તેનો હાથ,
પછે પગ ધરીને ફેરવ્યો, પછાડયો અવની સાથ.

ચાણુર ચૂરી કર્યો કટકા, ગાત્ર ગોળો કીધ,
અવનીએ બેહુ મલ્લ પડતાં, કંસ કહે ધિક ધીક.
પ્રબળ પર્વત હણ્યા રામે, ક્ષણુ ન લાગી વાર,
ત્યારે કંસ થર થર ધ્રુજતો, નાશતો ભુવન મોઝાર.
( ત્યારે ) અટાલી ઉપર પગ દઈ, ગયા ગોકુળ રાય,
ત્યાં કંસ ગ્રહી ક્રોધથી, પ્રભુએ કર્યો પદ ઘાય.
રોળીયો અવની સાથ રામે, મરણ પામ્યો તત્ખેવ,
પુષ્પ વૃષ્ટી ત્યારે હવી, હર્ખીયા સહુ ત્યા દેવ.
( ત્યારે ) કંસના જે યોદ્ધ બાધવ, ક્રોધ કરી તે વાર,
બહુ આયુધ ધરી યુદ્ધ કરવા, આવ્યા થઈ અસવાર.
યાદવ યોદ્ધા ઉઠયા સર્વે, તેણે પમાડયા તે મરણ,
તે છપ્પન કોટી કુળતણા, આવીને લાગ્યા ચરણ.
ઉગ્રસેન વસુદેવ દેવકીને, તેડાવ્યા તેણી વાર,
મૃત સ્નાન કરીને શોક મેલ્યો, કહ્યું જગદાધાર.
( ત્યારે ) કંસની રાણી દુઃખ આણી, રડે તેણી વાર,
પતિ પડયો તે સાન્નિધ્ય આવી, કરતી હૃદયમા પ્રહાર.
સ્વામી પિતા ભગિનીને, દુઃખ દેતાં ન કર્યો વિચાર,
સ્વામી આજ અમો અનાથ કીધી, તેજ લાગ્યા પાપ.
અમો અભાગ્યણી આજ થઇ, હવે જશું કેને શરણ,
એ રાય પેહેલાં દૈવ અમોને, કેં ન આવ્યું મરણ.
મુજ મહન દાસી સેવા કરતી, પ્રતાપ તારે સ્વામ,
હવે આજ હું અનાથ થઇ, મુને કોઇ ન આવે કામ.

મેં પેર પેર પિયુ પ્રીછવ્યા, સ્વાગી અધર્મજ નવ હોય,
તે વગન માંરૂ નવ માન્યું, હવે લોક કહેશે સર્વ કોય.
ઉગ્રસેનને શ્રી કૃષ્ણ કહે, એને ગોકલો વનમોઝાર,
જેવું કર્યું તેવું થયું, માનજો સારોદ્ધાર.
અમો કપટ કરી તેડાવીયા, મળવા તે મનમાંહ્ય,
કુંહાં તે ફળ રાજા પામ્યો, તમો કાં થયા દિગ્મૂઢ.
મામે મનમાંહી વિમાસ્યું, બાળક હણી કૃષ્ણ રામા,
પછે અમો ભોગવશું રે, રાજ્ય રિદ્ધ ધન ધામ.

✓કડવું. ૬૦ મું—રાગ આશાવરી.

ત્યારે વાસુદેવ ભુવને આવ્યા, નંદ ગોપ કૃષ્ણ ને રામ રે,
કાકા મારે મનવાંછિત થયું આપણું રે.
બાંધવ બેહુ જઇ કરી, વસુદેવને લાગ્યા પાય રે,
કોઇ તમ પસાયે, તાત અમો આવીયા રે.
માતા રોહણી દેવકી, ગરણે નામ્યું શિષ રે,
ચિરંજીવી રે કુંવર કોડ વરસ ભાળી રે.

ઢાળ.

જીવો કોડ વરસ કુંવર, દીધી તાં આશિષ,
પિતાએ ઉછંગે તેડી, અઘ્રાહાંણુ કીધાં શિષ.
નંદ ને વસુદેવ ભેટયા, હૈડે હર્ખ ન માય,
વસુદેવ કહે અમો કૃતાર્થ થયા, તમો ચર્ણ પસાય.

નંદ કહે વસુદેવ નથી અંતર, અમો તમો પ્રાણ,
તમ પુણ્યથી અમો પામીયા, સાક્ષાત્ શ્રી ભગવાન
શ્રી કૃષ્ણ જન્મ થકી મજમા, થયો જય જયકાર,
ગોવિંદના ચરિત્રનો કાઇ, કેહતા ન આવે પાર.
એમ અન્યો અન્ય આનંદ વર્ત્યો, કહે વસુદેવ નંદ,
પરમ સુખ અતિ પામીયા તે, શો કહું આનંદ.
યાદવ સર્વે આવીયા, વસુદેવજીને ઘેર,
ઉગ્રસેનને હવે રાજ્યનો, અભિષેક દેવો પેર.
સાત્યકી સેનાપતિ કર્યા, તેને કહ્યુ તેણી વાર,
મહારાજ જે ઉગ્રસેનજી, તેને કરો અધિકાર
છત્ર ચામર વિવિધ પેરે, વાજીંત્ર વજાડો આજ,
રાજ્ય આસન બેસીએ, ઉગ્રસેનજી મહારાજ.
તમો ધર્મ આવી સહાય કીધી, નિવાર્યો બધન પાશ,
જગદીશની કૃપા થકી. પહોચશે તમારી આશ
ત્યારે આણ ફરી ઉગ્રસેનની, ઘેર ઘેર ઓચ્છવ થાય,
મગળ ગાય ત્યાં માનિની, હૈડે હર્ખ ન માય.
ઋષિ માનુભાવ બહુ મળ્યા, તે દીએ આશિર્વાદ,
તે ગન્યદાગે કૃષ્ણનો, યશ ભણે બદી ભાટ
વસુદેવ નદન કૃષ્ણ હળધર, આવ્યા સભા મોઝાર
ઉગ્રસેને આસન આપ્યું, કૃષ્ણને તેણી વાર
ત્યારે માતામહને ચર્ણે લાગ્યા, પ્રેમે પ્રેમાનંદ,
સભાપતિ સહુ હર્ખીયા, ઉપજ્યો મન આનંદ

શ્રી કૃષ્ણ કહે કંસનું દુઃખ, તમે રખે ધરતા તાત,
જેવું પાપ કર્યું તેવું ફળ, પામીયો સાક્ષાત.
પારધી જેવું જે આચરે, અધર્મનું આચરણ,
તે થોડ કાળે જાણ જો, નેટ પામે મરણ.
જે પોતાના અવગુણ ગ્રહીને, પરને નિંદે મુઢ,
(તે)નરનારી નર્ક વિષે પોહોંચે એમ કહે ગરૂડારૂઢ.
ગોવિંદ નંદન વસુદેવ હળધર, ઉઠ્યા તેણી વાર,
ઉગ્રસેનને ઉપદેશ કરીને, ચાલીયા મોરાર.
વસુદેવજીને કહે વિઠ્ઠલ, પધારો સ્વસ્થાન,
અમો જશુ ભુવન અક્રૂરને, એમ કહે શ્રી ભગવાન.
નંદ ગોપ ને કૃષ્ણ હળધર, ચાલીયા તેણી વાર,
મથુરા નિવાસી લોક તે સહુ, કરે મન વિચાર.
ભાઈએ મથુરા નગર મૂકી, જશે કૃષ્ણ ને રામ,
તે પાસ નવ રહે આપણે, એમ કહે સઘળું ગામ.
અક્રૂર ભુવન આવ્યા શ્રી હરિ, ત્રિભુવનનો જે રાય,
અક્રૂરે વેગે આવીને, પ્રભુ તણે લાગ્યા પાય,
ને નંદાદિકને મળ્યા પ્રેમે, આસન આપ્યાં સાર,
અર્ઘ પાદ્ય પૂજા કરી, અક્રૂરે તેણી વાર.
ભોજન સામગ્રી કરીને, જમાડયા જગદીશ,
અક્રૂરે અતિ ભકિત આણી, ચરણે મૂકયું શિષ.
બહુ રત્ન મણિ ભૂષણ, તન ધન કર્યું અર્પણ,
તમો સ્વરૂપ હૃદય પાખે, ચિત્ત રહે તવ ચર્ણ.

પ્રભુ ભકિત તે અચલ આપીયે, અક્રૂર માગે માન,
એવાં વાયક સાંભળીને, હસ્યા શ્રી ભગવાન.
સદા તમો છો નીજ ભકત યાદવ, જાણજો નીરધાર,
દેવતાનાં કારજ કરવા, તમે ધર્યા છે અવતાર.
અક્રૂર સાથે કરી આજ્ઞા, ઉઠયા ત્યાંથી ગોપાળ,
વસુદેવ ભુવને આવીયા રે, દીનાનાથ દયાળ.
સંધ્યા સમે કુબ્જા તણે ઘેર, આવીયા અવિનાશ,
નીજ ભક્ત માટે તેહની, પરિપૂર્ણ કીધી આશ.
રયણી ચારે જામ ચતુર્ભુજ, રહ્યા તેણે ઠામ,
તે વરી વામા વિઠ્ઠલને, મન વાંછિત પૂર્યાં કામ.
ત્યારે નંદજીને કહે નરહરિ, માતનાં હેતકાર,
મારી વાટ જોતાં હશે યશોદા, પધારો તમો આજ.
રખે ચિંતા મન આણો, નંદજી નિરધાર,
પંચ રાત્ર આવશું મજ, એમ કહે જગદાધાર.
દેવકી રોહિણી હૃદયે હર્ખે, ઉપજાવવાને કાજ,
અમો બેહુ બાંધવ પુત્ર એના, જાણજો તમો આજ.
કંસ હણવા કારણે, અમો રચી માયા આપ,
દેવકી રોહિણી જન્મીયા, તમો ધર્મનાં માબાપ.
યશોદાએ લાડ લડાવીયાં તે, શું કહું નંદરાય,
તમો પ્રતાપે જાણજો, અમો થયા મથુરારાય.
ઉગ્રસેનને અધિકાર કર્યો તે, પુરાતન છે ધર્મ,
રાજ્ય રહિત તે યદુવંશી અમો, લહું છું તે ધર્મ

વસુદેવ નંદની સ્તુતિ કરે, ધન્ય ધન્ય મિત્ર સુજાણ,
(એ) પુત્ર બેહુ છે રે તમારા, નંદજી નિરવાણ.
અમો જન્મ આપી રહ્યા અળગાં, કંઇ ન ચાલ્યું કર્મ,
આજ ઉછેરીને આપીયા તે, મિત્ર તમારો ધર્મ.
નંદજી એહેવું સાભળી, નયણે ઢાળ્યાં નીર,
તે દેખતા બળ કૃષ્ણ બેહુ, કંઠે વળગ્યા વીર.
કા પિતાજી મન દુઃખ આણો છો, થોડા દિવસનું કામ,
તમો અમો રેંશું એકઠા, એમ કહ્યું સુંદર શ્યામ.

✓ કડવુ ૧૧ મું રાગ ધન્યાશ્રી.

શ્રી કૃષ્ણ કહે નંદરાયજી, ભુવન પધારો તાત,
માત જશોદાને જઇ કરી, કેહેજો મથુરાની વાત.
જેમ જુગ્તે આપણ આવીયા તે, કેહેજો સઘળી પેર,
કસે કુડ કરીને મોકલ્યો, અક્રૂર આપણે ઘેર.

ઢાળ.

આપણે ઘેરથી અક્રૂર સાથે, આવીયા તે દિન,
(ત્યારે) અમો રહ્યા વન વાટિકા, ગયા અક્રૂર નીજ ભુવન.
અમો ધનુષ્યની શાળા વિષે, જોવા ગયા નગર મુઝાર,
પર્યંટ મળ્યો પોળ આગળ, વસ્ત્ર હર્યાં તે વાર.
સર્વ સખાને પેહેરાવીયાં, કીધા તે આકઝમાલ,
પછે ધનુષ ભાંગ્યું કંસનું, બહુ યોદ્ધ આણ્યો કાળ.

પ્રાતઃકાળે કંસને મળવા, ગયા નગર મુઝાર,
ગજ મલ્લ યોદ્ધ કંસના તે, વાળ્યો રણ સંહાર.
વસુદેવ ઉગ્રસેન દેવકી, છુટયા તે બંધન પાશ,
તે દિવસે અમો આવીયા, વસુદેવને અવાસ.
અમો સુખી છઉં વસુદેવ ભુવને ચિંતામાં કરશો માત,
નંદજી આંહાંથી જઇ કરી, કહેજો માંડી વાત.
બહુ વિનય કરીને વસ્ત્ર આપ્યા, વળાવ્યા નંદ ગામ,
ગોકુળ આવ્યા ગોપ સાથે, પણ શૂન્ય દીસે ઠામ.
નંદજી નયણે નિહાળે, વિમાસે મનમાંહ્ય,
આજ ભુવન સૂનું કૃષ્ણ પાખે, કેમ જાશું ત્યાંહ્ય.
જો પુણ્ય પોતે અલ્પ કીધું તો, વિઠ્ઠલે વછોયાં આજ,
વસુદેવ ને દેવકી ઘેર, જઇ રહ્યા મહારાજ.
અમો આહીર વનતણા નિવાસી, ન લહી ગત ગોવિંદ,
પુત્ર ભાવે તેને પૂજીયો, પરિબ્રહ્મ તે પ્રેમાનંદ.
આંહાં દેવચરિત્ર કર્યાં હરિએ પણ, ન લહ્યા દેવાધિદેવ,
જો જાણતાં જગદીશને તો, સબળ કરતા સેવ.
મોકલી વનમાં ગૌ ચરાવી, કરાવ્યાં એ કામ,
મહારાજ રાજેશ્વર ન જાણ્યો, જગ્ન જન વિશ્રામ.
અકૃત ચરિત્ર દેખાડયાં પણ, ન લહ્યા આત્મારામ,
હવે જઇ મથુરા વસ્યા, પરહર્યું ગોકુળ ગામ.
એમ કરે મન ઓરતો, ઝુ તા માન્ગ મુઝ ?.
તે તીર યમુના આવીયા, નંદજી તેણી વાર.

તે ગોપ સઘળા ગોવિંદ સાથે, રમતા આવ્યે ઠામ,
તે સમય સર્વે સંભારતા, બળવંત કૃષ્ણ ને રામ.
એમ વાત કરતાં વિઠલાની, આવીયા ગોકુલ ગામ,
આપ આપણે આશ્રમ જઇ કરે, વારતા કૃષ્ણ રામ.
નીજ ભુવન આવ્યા નંદજી, યશોમતિ ઉભાં દ્વાર,
એકલા દેખી નંદને, નયણે વહે જળ ધાર.

કૃષ્ણ બળભદ્ર વિના આવ્યા, કાંહાં રહ્યા ગોપાળ,
ત્યારે નંદ કહે મથુરા જઇ, કંસનો આણ્યો કાળ.
કંસ બહુ મન કપટ કરીને, અક્રૂર મોકલ્યો જેહ,
તે સાથે અમો કૃષ્ણ બળભદ્ર, ગયા ક્ષણમાંહ્ય તેહ.
વાડી વિષે અમો ઊતર્યા, ભોજન કરવા કાજ,
અક્રૂર ગયો નીજ આશ્રમે, કરી જાણ તે કંસ રાજ.
તે દિવસે હરિ હળધર જઇને, ધનુષ ભાંગ્યો યાગ,
અનેક યોદ્ધા શમાવીયા તે, ધનુષ કર્યું બે ભાગ.
(પછે) બીજે દિવસે રાજભુવને, હણ્યા તે ગજ મલ્લ,
ચાણૂર મૂષ્ટિક યોદ્ધ બળીયા, પર્વત ને પ્રબળ.
વસુદેવ દેવકી ઉગ્રસેનના, છૂટ્યા બંધન પાશ
ઘેર ઘેર ઓચ્છવ અભિનવા, થયો પરમ હર્ષ ઉલ્લાસ.
ઉગ્રસેન રાજા રાજ્ય બેઠા, ફરી તેહની આણ,
યાદવ સર્વ આવી મળીયા, કૃષ્ણ વચન પ્રમાણ.
વસુદેવ ભુવને ગયા વિઠ્ઠલ, અમો ગોપ હળધર વીર,
.ત સ્વાગત કરી અમોને, સુધ ન રહી શરીર.

તે પુત્ર ભાવે પ્રેમ ધરતા, દીઠા વસુદેવ રાય,
દેવકી રોહિણી માતને, જઇ ભેટયા જદુરાય.
આસન બેસાર્યા કરી આગ્રહ, હર્ષ ધરી તેણી વાર,
(ત્યારે) ગર્ગાચાર્યનાં વચન મને, સાંભર્યાં નિરધાર.
જે પુત્ર બેહુ વસુદેવના, તમો રમાડો નંદરાય,
ત્રિલોક ધરતો કા'નુડો એ, અકળ કળ્યો નવ જાય.
તે કૃષ્ણ બળભદ્ર પુત્ર તેના, રહ્યા મથુરા માંહ્ય,
મુને કહ્યું કૃષ્ણે તાત મુંજને, રાખજો હ્રુદયમાંહ્ય.
એ જગતનો કરતા ગોવિંદ, અકળ ચરિત્ર મોરાર,
એનું નામ રૂપ હ્રુદયે ધરે, દુઃખ વામશો સંસાર.
નારદ સનકાદિક મુનિ, યશ ઇશ[1] બ્રહ્મા ગાય,
એ અવની ભાર ઉતારવાને અવતર્યો યાદવ રાય.

મુને કહ્યું કૃષ્ણે દિવસ થોડા,માં મળશું નંદ
ત્યાં લગી મન સ્થિર રાખજો, આણજો પરમ આનંદ..
વસુદેવની પ્રીત એવી, એક મુખે કહી નવ જાય,
અમો તમો પ્રાણાંતર નથી, એમ કહ્યું વસુદેવ રાય.
નંદ યશોદા કૃષ્ણના ગુણ, સંભારે દિન રાત,
તે અવર ધંધો પરહરીને, કરે ગોવિંદની વાત.
દ્રઢ ભક્તિ યશોદા નંદની, માગ્યું હતું વરદાન,
તું સરખો અમો પુત્રને, રમાડીએ ભગવાન.

---

૧ મહાદેવ.

તે વચન સાર્થક કર્યું રે, ભકત વાચા પાળ,
પૂર્વે પુણ્યે પામીયા એ, પૂરણ દીન દયાળ
( હવે ) શ્રી શુકજીની સ્તુતિ કરી, પૂછે પરિક્ષીત રાય,
શ્રી કૃષ્ણ લીલા સાભળી, મારે હૈડે હર્ખ ન માય.

વસુદેવ દેવકી રોહિણીના, હર્ખ ઉલટ જેહ,
એક ઠામ સુખ ત્રિલોકનું, સમોવડ ન આવે તેહ.

નિત્ય નિત્ય હોય વધામણા, બ્રહ્મ ભોજન વિપ્રને દાન,

વસુદેવ કહે અનંત કાળે, કુંવર આવ્યા ભુવન,
વળી વિદેશ જાતા વિઠલા, કેમ રહે અમારા મન.
શ્રી કૃષ્ણ કહે અમો અલ્પ દિવસે, આવશું ઘેર તાત,
પછે જઇ પ્રણામ કીધા, રોહિણી દેવકી માત.
જનનીએ મંગળ રીત કરીને, મોકલ્યા શ્રી મોરાર,
પછે ઉગ્રસેનની લેઈ આજ્ઞા, સંચર્યા તેણી વાર.
પછે અવંતિ આવીયા, વિદ્યાર્થી થઇ દેવ,
ત્યાં નગર નિવાસી જોવા મળ્યા, વિસ્મય થઇ તતખેવ
કો કહે એ ઇંદ્ર બ્રહ્મા, કો કહે મહાદેવ,
કો કહે અવતાર વિષ્ણુ, સાથે છે બળદેવ
વિદ્યાર્થી થઈ વિશ્વ જોવા, વિપ્રનો આચાર,
એમ અન્યોઅન્ય વિચારતા, દ્વિજ વદે તેણી વાર.
તેણે સમે હરિ હળધરે, આવી કર્યો નમસ્કાર,
અમો વિદ્યા અર્થે આવીયા, ભણવા તે કેરે કાજ,
કો મહંત દ્વિજનું ભુવન હોય તે, દેખાડો મહારાજ.
સર્વ કહે સંદીપિને ઘેર, પ્રૌઢી છે નિશાળ,
તે તમોને ભણાવશે વિદ્યા, માનજો આરોદ્ધાર,

વલણ.

માનજો આરોદ્ધાર દ્વિજ કહે, ઓ પેલું ગૃહ તે તણું
સંદીપિની ભુવને હરિ ગયા, તેણે દીઠું વદન કોડામણું.

કડવું ૧૨ મું—રાગ કલ્યાણ (સુદામાચરિત્ર).

સંદીપે દીઠા રૂપ સુંદર, આસણ્યા ભગવાન,

બળભદ્ર સાથે જઈ કૃષ્ણે, કર્યો દંડ પ્રણામ.
બંને બંધવ ચર્ણે લાગ્યા, સંદીપિને તેણી વાર,
ભણવાને અર્થે આવીયા, યદુ તણા રે કુમાર.
અધ્યયન અમોને કરાવીએ, આપીએ વિદ્યા સાર,
( ત્યારે ) સંદીપિની હર્ખ હૃદયે ધરે, નિરખતાં નંદ
કુમાર.

સંદીપિની કહે ભલે આવીયા, કહુ નંદન જગદાધાર,
પ્રભાતે પંચમી વાર ભ્રગુ, નક્ષત્ર છે અતિસાર.
આસન વિષે બેહુ બેસાડયા, આદર કરી અપાર,
ગૃહ મંધ્યેથી ગુરૂ પત્નીએ, દીઠા તે બેહુ કુમાર.

કંદર્પ કોટી સ્વરૂપ સુંદર, વદન નયણ વિશાળ,
નૃપ પુત્ર દીસે શ્યામ ધન, ગુણ નિધિ ગોકુળપાળ.
ભોજન કરવા ભાવ સાથે, પ્રીત ધરી મનમાંહ્ય,
પ્રભાતે પ્રારંભ માંડયો, અધ્યયન કેરો ત્યાંહ્ય.

કૃષ્ણ હળધર ને સુદામો દ્વિજ, પુત્ર છે વય સમાન,
તેહ દિવસે કર્યો પ્રારંભ, સાથે શ્રી ભગવાન.
ગણપતિ સરસ્વતિ પૂજ્યાં, ( ત્યારે ) પ્રત્યક્ષ આવ્યાં
તેહ,
હરિ આગળ હાથ જોડી રહ્યાં, સંદીપિની જાણે તેહ.
ત્યારે સ્તુતિ કરી શ્રીકૃષ્ણની, ને પધાર્યાં સ્વસ્થાન,
વાણીતણા પ્રકાશ કારી, વેદ વિધિ વિજ્ઞાન.

તું સત્યરૂપી સનાતન, સરસ્વતિ હૃદય પ્રકાશ,
સકળ સિદ્ધિતણી દાતા, અચળ તું અવિનાશ.

જે વાયક ગુરૂએ કહ્યાં તે, ગ્રહ્યાં ગોકુલ રાય,
તે દિવસે અલ્પ અધ્યયન કરી, ગુરૂતણે લાગ્યા પાય.
(પછે) સંવત્સરે નહીં આવડે તે, ભણે દિવસ મુઝાર,
શ્રીકૃષ્ણ બળભદ્ર ને સુદામો, ભણે સારોદ્ધાર.
ગુરૂપત્ની અતિ આનંદ પામે, દેખીને રામ કૃષ્ણ,
તે અહર્નિશ ઘર વિષેનાં કરે, ગુરૂના ઘરનાં કામ.
એમ માસ બેમાં ભણ્યા ભૂધર, હેલા માત્ર મુઝાર,
પ્રારંભ કીધો પેહેલેથી, વેદાંત શાસ્ત્ર વિચાર.
પછે ધનુર્વિદ્યા વીર બેહુ, ભણ્યા આણી ભાવ,
(પછે) કૃષ્ણ બળભદ્ર સુદામાપર, સબળો ધરે સ્નેહ,
સંદીપિની કહે કે કારણરૂપ, એ છે બાંધવ બેહ.
એક દિવસ સંદીપિની ઘેર નથી, ગુરૂ અંગના કહે વાણ,
સરપણ[1] ભુવન વિષે નથી, શું કરશું સારંગપાણ,
બળભદ્ર કૃષ્ણ સુદામા સાથે, સંચર્યા વનમોઝાર,
કર ધરી પરશી કૃષ્ણજી, લાવવા ઇંધન[2] ભાર.
સરીતાતણે તે તટ પોહોંત્યા, ક્ષણું ન લાગી વાર,
મિત્ર સુદામા સાથ માધવ, ઉતર્યા પેલે પાર.
જઇ ઇંધન મૂલી[3] શીઘ્ર બાંધી, બળ કરી બળદેવ,
તેટલે મારૂત પ્રકટ થયો, ઘન ઘટાશું અવશ્યમેવ.

---

૧ રસોઇ કરવામાં વપરાતાં લાકડાં. ૨ લાકડાં, ૩ ભારો, ભારી.

વિદ્યુત લતા અતિ ઝળકતી, ગર્જના સબળી થાય,
મેઘ જળ વૃષ્ટિ કરે ઘણી, વૃક્ષ પડે પવન પ્રહાર.

વલણ.

પવન પ્રહારે વૃક્ષ પડતાં, અંધાર ઘોર રે'યણી થઇ,
નદી નીર વાધ્યું મેઘથી, હરિ સુદ્દાં ત્યાં વૃષા સહી.

કડવું ૧૩ મું.—રાગ મેઘમલાર.

સંદીપિની આવીયા રે, ભુવન સંધ્યા સમે,
જુએ ગુરૂજી રે, નિશાળીયા અન્યો અન્ય રમે.
નહીં દેખે રે, સંદીપિને કહે કામિની,
હરિ મોકલીયા રે, ભણે ત્યાં ભામિની.
સરપણ નહીં હુતાં રે, ભુવન તે માંહાં,
હું સહેજે રે, કૃષ્ણ પ્રત્યે બોલી આંહાં.
નથી ઇંધન રે, શું કરશું સાંજે વળી,
ત્યારે બળભદ્રજ રે, કૃષ્ણ રહ્યા તે સાંભળી.
સુદામાને મોકલ્યો રે, પરશી કારણે,
તે આપી રે, હું આવી જ્યારે બારણે.
લેઇ આજ્ઞા રે, શીઘ્ર વનમાંહાં ગયા,
ઘડી ચારેક રે, મેઘ ઘટા થઇ આવીયા.
કેમ આવશે રે, નદી પુર સબળું ચડે,
એવું સાંભળી રે, સંદીપિની સ્ત્રી સાથે લડે.
મંદ અભાગ્યણી રે, દુષ્ટ નાર કો અવતરી,
નહી જાણે રે, રાજકુંવર એ શ્રી હરિ.

ત્રણે બાળક રે, આજ કહો કેમ આવશે,
અપકીર્તિ રે, ત્રણ લોકે તારી થશે.
મંદ ભાગ્યણી રે, આજ હવે હું શું કરૂં,
કાંહાં જાઉં રે, કોણ દિશાએ સંચરૂં.
ઘન ઘણો વરસે રે, નદી પૂર અભળું ચડે,
એવું સાભળી રે, ગોરાણી ઘરમા રડે.
થઇ રજની રે, ઘોર ઘટા ઘન ગાજતો,
સંદીપિનીની સ્ત્રી રે, હાથ ઘસે કરે ઓરતો.
કેમ રેહેશે રે, રેણી વિચે વનમા હરિ,
નદી પૂર ચડતાં રે, અજાણ્યા પેસે કેમ કરી.
હવે શું થાશે રે, દૈવોગત કળાતી નથી,
કાં મોકલ્યા રે, પાપણી બાળક પ્રાણથી.
પ્રભાતે વહેલા રે, સહસ શિષ્ય સાથે મળી,
લેઇ જાઓ રે, જુઓ નદીનો તટ વળી.
એમ કરતાં રે, ચાર પહોર રજની ગઇ,
દિનકર ઉગ્યો રે, પ્રાતઃ દિશા પ્રકટ થઇ.
હરિ ને હળધર રે, સુદામો સાથે વળી,
ઘેર આવીયા રે, સરપણ સાથે લેઇ મુળી.
દેખી સંદીપ રે, સામા જઇ ઉતારીયા,
કૃષ્ણને બળભદ્ર રે, હૃદય સાથે ચાંપીયા.
ગ્રુણ સુદામા રે, કષ્ટ સહ્યાં તમે રાનમા
ગઇ રજની રે, વેરણ મારી વાતમાં.

ભલે આવીયા રે, પુત્ર વર્ષાના જળ ખમી,
નહી પૂરની રે, આજ મુને ચિંતા શમી.
સુખ પામ્યો રે, તમો દીઠે શ્રી હરિ,
લુણ ઉતારે રે, ગોરાણી હર્ખે ભરી.
ઉઠો બાંધવ રે, ભોજન કરીએ શીઘ્ર થઇ,
ગત દિવસના રે, અમો ચિંતાએ જમીયા નથી.
ગુરૂ સાથે રે, આરોગી ઉભા હરિ,
લીએ દુખડાં રે, ગોરાણી ફરી ફરી.
ધન્ય બાંધવ રે, હું આજ ઉજળે મુખ થઈ,
ઘેર આવીયા રે, તો સ્વામીની સન્મુખ ગઇ.
તિરસ્કાર રે, તમો કારણ કીધો ઘણો,
શું બોલું રે, વાંક પ્રથમ તો મુજ તણો.
દિન ચોશઠમાં રે, ખંત ચતુર્ભુજે કરી,
ગુરૂ વચને રે, વિદ્યા સર્વ લીધી હરિ.
એ આગળથી રે, પોતે કર્તા તં વેદના,
રાજ્યનીતિ રે, લોક દેખાડી ભેદના.
કહે શુકજી રે, રાય પરીક્ષિત મન ધરે,
હરિ લીલા રે, જન્મ કોટી દુષ્કૃત હરે.
માગે આજ્ઞા રે, શ્યામળીઓ સંદીપ કને,
લઇ ચર્ણે રે, શીષ મૂક્યું ગુરૂને શરણે.
બેહુ બાંધવ રે, કર જોડી આગળ રહ્યા,
માગો દક્ષિણા રે, શ્રી કૃષ્ણે વાયક કહ્યા.

કહે શુકજી રે, રાય પરીક્ષિત મન ધરો,
પ્રભુ ગુણ નિધ રે, જાણી ચર્ણે અનુસરો.

કરી આજ્ઞા રે, શ્રી ગુરૂ સંદીપને મળી,
પુત્ર આપ્યો રે, પૂર્વ તણો પાછો વળી.

નમ્યા ચર્ણે રે, સાથ સુદામો લઇ કરી,
ગુરૂ માતાએ રે, સુખડી આપી મન ધરી.

પ્રભુજી ચાલ્યા રે, નગરી અવંતિથી હરિ,
આવ્યા મથુરા રે, દિન ચોસઠમાં ફરી.

ફેરો જાણ રે, વસુદેવ ઉગ્રસેનને,
તે સાંભળી રે, રાજસભા આવી હરિ કને.

યાદવ સહુ રે, યુવતી સાથે તેડીયા,
લઇ અક્ષાણાં રે, ઘેર ઘેરથી સજી આવીયાં,

( ભાવે ) હરિ વધાવ્યા રે, વીર બેહુ મનની રળી,
ત્યાંહાં માંગળ્ય રે, ગાય સહુ માનિની મળી.

સહસ્ર કન્યા રે, કુમારી શિર ઘટ ભરી,
ચઢી ગજ ઉપર રે, અભિષેક દીએ તે સુંદરી.

વરઘોડે રે, યાદવ કુંવર સોહામણા,
સર્વ સુંદરી રે, કૃષ્ણનાં લેતી ભાંમણાં.

આત માંગળ્ય રે, રીતે ભુવન પધારીયા,
દેવકી રોહિણી રે, સાથે મળી આવીયાં.

લીએ ભાંમણાં રે, માતા પુત્રનાં મન ધરી,
દેઇ આલિંગન રે, હૃદયાશું ચાંપ્યા હરિ.

વસુદેવજી રે, ઉચિત આપે અતિ ઘણાં,
વિપ્ર હર્ષે કરે રે, અભિષેક વેદ તણા.
એ મથુરા રે, લીલા વર્તે નવ નવી,
સુવર્ણું વેરે રે, શેષ સહસ્ર રસના સ્તવી.
થયા પ્રોઢા રે, આયુધ ધરતા અતિ ઘણાં,
બળવંતા બેહુ રે, પ્રયોગ અસ્ત્ર વિદ્યા તણા.
વિદ્યાભ્યાસ રે, સંદીપ ભુવને જઇ હરિ,
દેખાડે પોતે રે, તાતને તે પરાક્રમ કરી.
ત્યારે ઉદ્ધવ રે, અંતર પ્રીત અનુસરે,
રયણી દિન રે, ભક્તિ ભાવ ધરીને કરે.
જાણે કૃષ્ણને રે, ભકત હિતાર્થે અવતર્યા,
કલિ યુગ માંહે રે, કીર્તનથી પાવન કર્યા.
ઓળખ્યા હરિને રે, આત્મારામ એ કેશવ,
ભકતને કારણ રે, રૂપ ધરે એ નવ નવા.

વલણ.

નવ નવા ધરે રૂપ નરહરિ, વ્યાપક વિશ્વાધાર,
બ્રહ્મજ્ઞાને ભૂધરો, જાણ્યો નંદ કુમાર.

કડવું ૧૪ મું—રાગ ગોડી.

ઉદ્ધવ ભકિત કરે કેશવની, જાણી જગદાધાર,
રાત દિવસ સેવે શ્રી કૃષ્ણજી, નિર્ગુણ નિરાકારજી.
યોગેશ્વરનું જીવન વિઠ્ઠલ, વ્યાપક વિશ્વાવાસ,
સર્વાંતર સ્વામી શ્યામલીયો, પૂરણ બ્રહ્મ પ્રકાશજી.

કહે શુકજી રે, રાય પરીક્ષિત મન ધરો,
પ્રભુ ગુણ નિધ રે, જાણી ચર્ણે અનુસરો.
કરી આજ્ઞા રે, શ્રી ગુરૂ સંદીપને મળી,
પુત્ર આપ્યો રે, પૂર્વ તણો પાછો વળી.
નમ્યા ચર્ણે રે, સાથ સુદામો લઇ કરી,
ગુરૂ માતાએ રે, સુખડી આપી મન ધરી.
પ્રભુજી ચાલ્યા રે, નગરી અવંતિથી હરિ,
આવ્યા મથુરા રે, દિન ચોસઠમાં ફરી.
કરી જાણ રે, વસુદેવ ઉગ્રસેનને.
તે સાંભળી રે, રાજસભા આવી હરિ કને.
યાદવ સહુને રે, યુવતી સાથે તેડીયા,
લઇ અક્ષાણાં રે, ઘેર ઘેરથી સજી આવીયાં,
( ભાવે ) હરિ વધાવ્યા રે, વીર બેહુ મનની રળી,
તાંહાં માંગળ્ય રે, ગાય સહુ માનિની મળી.
સહસ કન્યા રે, કુમારી શિર ઘટ ભરી,
ચઠી ગજ ઉપર રે, અભિષેક દીએ તે સુંદરી.
વરઘોડે રે, યાદવ કુંવર સોહામણા,
સર્વ સુંદરી રે, કૃષ્ણનાં લેતી ભાંમણાં.
આત માંગળ્ય રે, રીતે ભુવનં પધારીયા,
દેવકી રોહિણી રે, સાથે મળી આવીયાં.
લીએ ભાંમણાં રે, માતા પુત્રનાં મન ધરી,
દેઇ આલિંગન રે, હ્રદયાશું ચાંપ્યા હરિ.

વસુદેવજી રે, ઉચિત આપે અતિ ઘણું,
વિપ્ર હર્ખે કરે રે, અભિષેક વેદ તણું.
એ મથુરા રે, લીલા વર્તે નવ નવી,
સુવર્ણ વેરે રે, શેષ સહસ્ર રસના સ્તવી.
થયા પ્રોઢા રે, આયુધ ધરતા અતિ ઘણાં,
બળવંતા બેહુ રે, પ્રયોગ અસ્ત્ર વિદ્યા તણા.
વિદ્યાભ્યાસ રે, સંદીપ ભુવને જઇ હરિ,
દેખાડે પોતે રે, તાતને તે પરાક્રમ કરી.
ત્યારે ઉદ્ધવ રે, અંતર પ્રીત અનુસરે,
રયણી દિન રે, ભક્તિ ભાવ ધરીને કરે.
જાણે કૃષ્ણને રે, ભકત હિતાર્થ અવતર્યા,
કલિ યુગ માંહે રે, કીર્તનથી પાવન કર્યા.
ઓળખ્યા હરિને રે, આત્મારામ એ કેશવ,
ભકતને કારણ રે, રૂપ ધરે એ નવ નવાં.

વલણ.

નવ નવાં ધરે રૂપ નરહરિ, વ્યાપક વિશ્વાધાર,
બ્રહ્મજ્ઞાને ભૂધરો, જાણ્યો નંદ કુમાર.

કડવું ૧૪ મું—રાગ ગોડી.

ઉદ્ધવ ભકિત કરે કેશવની, જાણી જગદાધાર,
રાત દિવસ સેવે શ્રી કૃષ્ણજી, નિર્ગુણ નિરાકારજી.
યોગેશ્વરનું જીવન વિઠ્ઠલ, વ્યાપક વિશ્વાવાસ,
સર્વોતર સ્વામી શ્યામલીયો, પૂરણ બ્રહ્મ પ્રકાશજી.

અવિગત આત્મા રૂપ અનંત, અનુભવ કરતાં લહીએ,
યોગ ધારણુ ધરી નિરંતર, કૃષ્ણુ કૃષ્ણુ મુખ કહીએજી.
આત્મ રૂપે કૃષ્ણુ સ્વરૂપે, જાણે ઉદ્ધવ મર્મ,
શ્યામળીયા શું સ્નેહ કરીને, પૂછે પુરાતન ધર્મજી.
શ્રી કૃષ્ણુ કહે ઉદ્ધવ સાંભળીએ, વેદે ગુંજ વિચાર,
નિરાકાર નિર્ગુણ નારાયણ, વ્યાપક વિશ્વાધારજી.
યોગેશ્વર ઇશ્વરને જાણે, આત્મા દર્શી જેહ,
અનુભવ કરતાં લીએ ઓળખી, તેમાં નહીં સંદેહજી.
પવન અભ્યાસે યોગ ઉપાસે, જ્યોતિ સ્વરૂપ પ્રકાશે,
શ્વાસોશ્વાસે સોહં વદે, બ્રહ્મ યજે બ્રહ્મ ભાસેજી.
બ્રહ્મ યજે નિરંજન નરહરિ, લે લક્ષ્ય ધ્યાને ધ્યાતા ધ્યેય,
પોતે પરમાનંદ જાણી, આપો આપ સોહાવેજી.
પ્રથમ ઇંદ્રિય દૃઢ કરશે, સઘળી સંકોચન સૂક્ષ્મ,
પદ્માસને પ્રાણુ પવન તાંહાં, લઇ મૂકવું મનજી.
શનૈઃ શનૈઃ કરી પવન પ્રેરવો, મૂળા ધારથી નેક,
મણિપૂર વિશુદ્ધ કંઠ મધ્યે, સહસ્ર દલે સ્થિર તેહજી.
( ત્યારે ) જ્યોતિ સ્વરૂપ જગ્ન ગુણ ભાસે ગે ^શ્વરને

અનુભવ કરતાં આવે ^
વળી લક્ષ રહે અચળ

શ્રીગુરૂ વચન વિશ્વાસ ધરે તો, જાએ જન્મનાં પાપ જી.
વળી નિર્ગુણ સગુણને સમાન જાણી, આણે અંતર પ્રીત,
શ્રીગુરૂ સંત હરિજનને સેવે, ભક્તતણી એ રીતજી.
(ત્યાં) એવાં વચન કહ્યાં વિઠ્ઠલજી, ઉદ્ધવને ઉપદેશ,
એકાંતે ઉદ્ધવને સમજાવ્યા, બ્રહ્મજ્ઞાન દેઇ વિશેષ જી.
દશો દિશ સચરાચર વ્યાપક, ઉદ્ધવ ઈશ્વર એક,
જીવ શિવ અંતર તાંહાં સુધી, ન લહે જ્ઞાન વિવેક જી.
વિશ્વંભર ને વિશ્વ તે અળગાં, ઉદ્ધવ નથી નિરધાર,
અર્ક[1] એક ઉદ્યોત[2] દશો દિશ, એમ વ્યાપક મોરારજી.
પ્રેમ મુક્તથી પાત્ર ઉપજે, કોટી લક્ષ અપાર,
વસ્તુ એક તેમ આત્મા વ્યાપક, ઘટપટ એક વિચારજી.
અજ્ઞાને તાંહાં છે અંધારૂં, જ્ઞાને દીપ પ્રકાશ,
વહ્ની[3] તેજ આકાશ એ વ્યાપક, એમ હરિ વિશ્વાસ જી.
સહસ ઘટે શશીયર[4] પ્રકાશે, વસ્તુગત આકાશ,
એમ વ્યાપક વિષ્ણુ ચરાચર, ઉદ્ધવ જાણો હરિદાસ જી.
ઉદ્ધવ કૃષ્ણ એકાંત અનુદિન, બ્રહ્મજ્ઞાન પ્રબોધ,
તેણે સમે તાંહાં મળીયા બળીયા, યાદવ પતિ મહા યોદ્ધ જી.
ચર્ણ નમી ઉભા કૃષ્ણ આગળ, સ્વામી તું હૃષીકેશ,

---

૧ સૂર્ય. ૨ તેજ. ૩ દેવતા, અગ્નિ. ૪ ચંદ્ર.

કંસે પ્રભવ્યા પેર પેર અમને, ગયા છઉં દેશ
વિદેશજી.

કૃપા કરીને ચર્ણું રાખો. તો અમો આવું સર્વ,
કૃષ્ણ કહે કંસ તે મર્ણુંજ પામ્યો, કરતો નમોશું
ગર્વજી.

તેને તેડી ગયા ઉગ્રસેન કને, શ્રીકૃષ્ણ તે કરૂણાવંત,
આ યાદવ ચોદ્ધ જાંહાં હોય, તેઠાવો ત્યાથી બળવંત જી.
ઉગ્રસેન કહે આજ થકી પ્રભુ રાજ કાજ સર્વ કીજે,
વચન તમારૂં અમો શિર ધરશું, જેમ રાખો તેમ
રહીજે જી.

દેશ દેશ બહુ પત્ર લખીને, તેઠયા યાદવ વીર,
સૈન્ય તો મેળવો સાહસ ગણું, એમ બોલ્યા શ્યામ
શરીર જી.

સેનાપતિ શીઘ્ર તેડાવ્યો, સ્વામી અશર્ણ શર્ણ,
બળવંત ચોદ્ધા બહુ આણો, તેડો ક્ષત્રીય વર્ણજી.

વલણ.

તેડો ક્ષત્રીય વર્ણ રે, સૈન્ય મેળવો સહસ ગણું,
આગળ આવશે કામ આંહાં, યુદ્ધ થાશે અતિ ઘણું.

કડવું ૧૫ મું રાગ—ગોડી.

ઉગ્રસેન રાજા આનંદે, દેખી શ્રીકૃષ્ણ રામ રે,
ધન્ય ધન્ય જન્મ સફળ થયો મારો, તમો દીઠે
સુંદર શ્યામ રે

કારાગૃહ બંધનથી અમોને, છોડાવ્યાં કરૂણાવંત રે,
રાજ્ય રિદ્ધ સોંપી સર્વ સુજને, ધન્ય ધન્ય શ્રી ભગવંત રે.
(હવે) રાયજી કહે તમો સમર્થ સ્વામી, નામી કહું છું શિષ રે,
રાજ કાજ સર્વ કરો કૃષ્ણજી, સ્વામી શ્રી જગદીશ રે.
સૈન્યાતણી સંભાળ કરો, રથ અશ્વ અશ્ર દલ દેશ રે,
અમો વૃદ્ધ છઉં વિઠ્ઠલજી, તું સમર્થ શ્રી દેવેશ રે.
રાજા સ્તુતિ કરે શ્રીકૃષ્ણની, સભા વિષે જેણી વાર રે,
તેણે સમે નારદજી આવ્યા, સાથે સનત્ કુમાર રે.
સનકાદિક નારદ સ્તુતિ કરતા, લાગ્યા પ્રણમી પાય રે,
વસુધા ભાર નિવારણ કારણ, તમો પ્રકટયા વૈકુંઠ રાય રે.

યોગેશ્વરને ધ્યાન ન આવે, ધરતાં અનંત કાળ રે,
તે યાદવ કુળ કર્યું પાવન, દીનાનાથ દયાળ રે.
શ્રીકૃષ્ણે પ્રણમ્યા ઋષિ નારદને, આપ્યાં આસન સાર રે,
અર્ઘ પાદ્ય ને પૂજા કીધી, આણી પ્રેમ અપાર રે.
માનુભાવ મહાપુરૂષ દયા કરી, દર્શન આપ્યું આજ રે,
કવણ કારણ વિશે આવ્યા, કહીએ શ્રી મહારાજ રે.
સનકાદિક નારદ મુનિ બોલ્યા, સ્વામી અવિગત ઇશ રે,
કંસ ધ્વંસ કર્યો કમળાપતિ, સુખ પામ્યા છે ઇશ રે.

ધરા ધર્મ ઇંદ્ર સુર સાથે, આવી લાગ્યાં ચર્ણે રે,
નારદ કહે તમો લીયો ઓળખી, સ્વામી અશરણ
શરણ રે.
ધરા ધર્મની સહાય કરી, પ્રભુ અવની ભાર ઉતારો રે,
સેવક જનને સ્થિર કરી થાપો, અસુર અધર્મીને
મારો રે.
કરી વિનતિ વળ્યો સચીપતિ, કૃષ્ણ ચર્ણે શિર
નામી રે,
પ્રસન્ન થઈને કહ્યું પુરૂષોત્તમ, કરીશ કારજ કહ્યું
સ્વામી રે.
યાદવ યોદ્ધ થયા સર્વે વિસ્મય, મન વિમાસે સર્વે રે,
કૃષ્ણ વિના કો અવર દેવ નહિ, તે કહે મૂકી મનનો
ગર્વ રે.
કૃષ્ણ કહે નારદ યાદવને, વૈષ્ણવ કરો તમો આજ રે,
હરિ ભક્તિ વિના અન્ય અમારે, કોઈ ના આવે
કાજ રે.
પ્રબોધ્યા નારદે યાદવ જન, યુવતી લઘુ વૃદ્ધ બાળ રે,
વસુદેવ દેવકી રોહિણી રાય, ઉગ્રસેન મહા ભૂપાળ રે.
મથુરા વાસી કૃષ્ણ ઉપાસી, કીધાં પ્રાણી માત્ર રે,
શ્રી કૃષ્ણ તારક મંત્ર ઉપદેશ્યો, નારદજી મહા
પાત્ર રે.
હરિ મંદિર ને તુલસી માળા, શંખ ચક્ર સર્વાંગ રે,
નવધા ભક્તિ નારાયણની, ભક્તિ કરે અભંગ રે.

## કવિ ભાલણ.



### રામાયણ. ૧

#### કડવું ૧ લું.

રામ સીતા વરી ઘેર આવ્યા, થાળ ભરી મોતીડે વધાવ્યા.
સાથે લક્ષ્મણ સરખા રે ભાઇ, રામ આવ્યા અયોદ્ધા માંહી
ત્યાં તો ધોળ મંગળ ગવાય, દશરથને આનંદ (ભલો) થાય.
ધન્ય ધન્ય દિવસ મારે આજ, રઘુરાયને સાંપું રાજ,
દેશ દેશના રાય તેડાવ્યા, ત્યાં તો મોતીડે ચોક પુરાવ્યા.
દશરથનો પાલવ સાહી. વેણુ માગે છે કૈકેયી ?
" રાણી જે રે જોઇએ તે માગો, આજ આનંદનો નથી તાગો

---

૧ આપણા કાદમ્બરીના ભાષાંતર કર્તા પ્રખ્યાત કવિ ભાલણે રામાયણુ બનાવેલું, તેની પુરી પ્રત હજુ લેખકના હાથમાં આવી નથી, તેથી તે પ્રસિદ્ધ કરવા બન્યું નથી, તોપણ ભવિષ્યમાં પુરી પ્રત મળતાં આટલાં ચાર કડવાં એ પાઠાંતર મેળવવા કામ લાગશે, એમ જાણી અહિં પ્રસિદ્ધ કર્યાં છે આ કડવાં ભાઇ હરિનારાયણ આચાર્ય બી. એ. તરફથી આવેલાં હોવાથી તેમનો ઉપકાર માનું છું.

હું તો માગું છું સાચા મને, રાજ્ય ભરતને ને રામ વને,
રાણી તેમાં તમે શું રે માગ્યું, દિલ સઘળી સભાનું રે,ભાગ્યું.
મારો સાંભળશે રામ કાન, રાજ્ય મૂકીને જાશે રે રાન.
ફટ ફટ રે ભુંડી કૈકેયી. તને આવડી કુમત કેમ થઇ.
ભરતને સુંપીશું રાજ્ય ખાસ, રામને રહેવા દો મારી પાસ.
" રાણી કહે સીદ બોલો રે ઘેલું, વચન શીદને આપ્યું" તું રે પે'હું
જેમ થનાર હશે તેમ થાશે, રામ લક્ષ્મણ વનમાં રે જાશે "
" સીતા કો'ને તમે શું રે આપ્યું, વેણ ભલે તમારૂં રે રાખ્યું
જો અમમાં હશે અમપણું, વન જઇશું તાં રાજ્ય ઘણું "
કૌશલ્યા પડયા બહુ દુઃખે, દશરથ કહે સુખ ક્યાંથે
" પાપ પૂર્વ જન્મનાં રે મળીયાં, શ્રવણનાં વચન આજે ફળીયાં "
રામ કહે છે " તું આવી રે ન'તી, તારી કોણે ભમાવી રે મતિ
" રામ લક્ષ્મણ વનમાં રે જાશે, બધી અયોધ્યા ઉજ્જડ થાશે "

એમ કહીને દશરથ રડવડીયા, મૂર્છા ખાઇને ધરણી
રે પડીયા
" મારૂં ગયું રે જગતમાથી નામ, સ્ત્રીનું બોલ્યું
સુણ્યું આમ "
" માત પિતાનાં હેઠાં રે કઠણ, રામ સીતાનાં કરજો
રે જતન
ભાલણના સ્વામી વ્હેલા વળજો, ભાવે ભક્તિ કરે
તેને મળજો

કડવું ૨ જું.

" રઘુનાથ સીતાજીને વારો, તાં તો દુઃખ તણો અતિ-
ભારો.
" મારા રામ વિના કયમ રહીએ, બાણ વાગે તો
બાણ સહીએ.
રામ સાથે તે વન ફળ ખાઇશું, ત્યારે જીવિત સફળ
રે થઇશું.
પ્રીત પૂર્વ જન્મની રે પાળો, બધી રૈયત પાછી વાળો.
સહુકો ફરી ફરીને રે મળે, સ્હાજ પડી પણ પાછું
ન વળે.
" રામ રહોરે અયોદ્ધામાંહી ' લક્ષણાના ગયા તે તો
સહી
શાંતિ તીર્થ રાત્રીએ રહીને, ઉર દીધાં છે ધીરજ
દઇને.

રથ હાંકયો છે મારી રે લુંચી,[૧] કોઇને ન જડે
માર્ગની કુંચી.
રામ ચાલવાને ચંચળ હુવા, લક્ષ્મણજીથી ન રહે
જુવા.
ભાલણના સ્વામી રઘુનાથ, વાટય જુએ કૌશલ્યા માત.

કડવું ૩ જું.

રામ ચાલી ચિત્રકોટ ગયા, જઇ પંચવટીમાં રે રહ્યા
તાં તો મઢી રે બનાવીને રહ્યા, મહા વનની કીધી
બહુ દયા
તાં તો સીતાએ બાગ બનાવ્યો, ભાત ભાતનો મરવો
રે વાવ્યો
મરવો મૃગ ચરી ચરી જાય, "મૃગને મારો ને
રઘુરાય"
"સીતા સોનાનો મૃગ જ નથી" એમ કહે છે લક્ષ્મણ
જતી
"આવડી શીદને કરો છો રે જક, આપણ રે'વું છે
વનને વખે,
"જ્યારે જગન આરંભ્યો તો જનકે, બળીયા થઇને
ઉપાડી ધનુષ.
"તમને મૃગ મારતાં શી વાર, રામ કર્તા હર્તા
કરતાર,"

---

૧ શબ્દનો અર્થ સમજાયો નથી.

રામે ધનુષ લીધા રે કરમાં, રોષ ભર્યા ચાલ્યા રે
વનમાં.
પેલા મૃગ સાંમુ બાણ સાં‍ધું, વે'ળા આવોને લક્ષ્મણ
બંધુ,
"ધાઓ ધાઓ તે લક્ષ્મણ ભાઇ" સરત સીતાને કાને
રે ગઇ.
"વહેલા આવોને લક્ષ્મણ ભાઇ," સામા આવે છે
રઘુરાય,
રાવણ મંદિર ચેતાવ ને આવ્યો ,સીતા વનફળ લઇને
રે આવ્યાં.
"મારા રામની આજ્ઞા કેમ લોપાય, એક જોગી
ભૂખ્યો કયમ જાય"
"ભીક્ષા આપો પાવડીએ રે ચ્હડી," રાવણ સીતાને
લઇ ગયો હરી.
રથ રાખ્યો છે વેગે રે વાયુ, "હાં હાં" કરતો
ઉઠયો રે જટાયુ,
"ઉભો રહે અલ્યા રાવણ મૂઢ, "એમ કહીને માર્યું
એક તુંઢ[૧]
રથ હાંકયો છે અવળે રે હાંકે, પછી કાપી પંખીની
રે પાંખ.
શ્રી લક્ષ્મણ ને શ્રી રામ, કયમ વિસાર્યાં સુંદર
શ્યામ.

---

૧ મોં, ચાચ.

ભાલણના સ્વામી વે'ળા વળજો, ભાવે ભક્તિ કરે તેને મળજો.

કડવુ ૮ શું.

રામ લક્ષ્મણ આવ્યા રે દોનું, મઢીમાં નવ કોઇ રે દીઠું.
લક્ષ્મણજી કહે "ઓ રામ, સતી સીતા નથી આણે ઠામ."
રામે ફરીને આયુધ મજીયાં, મઢી જોઇને સર્વે રે તજીયાં,
લક્ષ્મણ કહે "ઓ રામ," તાં તો હનુ કરે પ્રણામ.
અંજનીના જાયા હનુમંત, ખબર પૂછે છે લક્ષ્મણરામ..
"મેં તો સઘળાં વન સંભાળ્યાં, સતી સીતાજી કયાંઇ નવ ભાળ્યાં,
"હું તો મર્મની વાત ન લહ્યો, ત્યારે રાવણ જીવતો ગયો"
"સતી સીતા હરી જાતાં જાણું, ત્યારે રાવણને આંહી આણું"
"રામ કહો તો લંકાગઢ જાઉં, સુધ સીતાની લઈ આવું"
"હનવા જાને વેગે વે'ળો ચાલી, નિશાની મુદ્રિકાની આલી"
હનવો સાગર ઓળંગીને ગયો, જઈ લંકાના કાંગરે રહ્યો.

જોયાં મેડી મંદિર સર્વે ન્યાળ્યાં, સતી સીતાજી
કયાંઇ ન ભાળ્યાં.

હનવો વાડીમાં ગયો રે ચાલી, વાત કહે છે સીતાજીને
વ્હાલી.

" માતા સુધ તમારી રે આલો, નિશાની મુદ્રિકાની
લાવ્યો "

" તું તો ભલે આવ્યો મારા વીર, જઇ ઉતર સાગર તીર

" મારા રામને કે'જે વાત જઇ, વે'ળા આવોને લક્ષ્મણ
ભાઇ "

તાં તો હનવે વાડી ભેળાવી, બધી લંકાપુરી પરજાળી

હનવો લંકાં બાળીને રે આવ્યો, સુધ સીતાની લઇ
આવ્યો

× × × × ×, હનવો આવ્યો તાં મોજ રે પાઇ

તાં તો રામને આનંદ ઘણો વ્યાપ્યો, હનવાને સરપાવ
ઘણો આપ્યો,

રામે પાષાણ લીધા રે તારી, બધી સૈન્યા તાં ઉતારી

અઢાર પદ્મ (દળ) બોત્તર કોટી રીંછ, મોટા મળીયા
છે વાંદર રીંછ.

સામા સામી તે વાંદર મળીયા, જઇ લંકાને કાંગરે
ચઢીયા

કૈંક યોદ્ધાને રણમાં રે રોળ્યા, માતંગ અનુપમ
બોળ્યા

તાં તો રાવણ નાખ્યો રે મારી, રાજ વિભીક્ષણને બેસારી
ભાલણના સ્વામી આવ્યા ધામ, હું તો વાલ્મિક રટું રામ મના અધુરૂં

---

## દ્રૌપદી વસ્ત્ર હરણ.[1]

**ભીમ—**

( મારી ઓખા રે બાઇ સલૂણાં, તમો વ્રત કરોને અલૂણાં ).

બોલ્યો ભડ હાંકી કરી, સુણ અર્જુન ધીરજ ધરી
નિર્બળ કંથ જેને શિર હોય, ન ચાલતાં પગક્રમ કરે સોય.
ભલી નાર સાધુવંત સતી, એ વાતે કાંઇ બાકી નથી,
ભલી ધીરજ ધરી આફણી, ( નહિ તો ) ચુડો ભાગી નાખે આપણ ભણી.

---

૧ ભાલણ કવિએ આ નામનુ કાવ્ય રચ્યું હોય તો તે જણાવવા માટે જ આ અશુદ્ધને અધુરૂં કાવ્ય પ્રસિદ્ધ કર્યું છે. વખતે બીજા કોઇ કવિની કૃતિ પણ તેના નામ ઉપર ચઢી હોય ! અસલ પ્રત અંકલેશ્વર તાલુકાના ગામડાના એક કંભારે મને ઝત્રડિયામા આપેલી, જેનો છોકરો મારી પાસે ભણતો હતો હરણના ચામડાના પુઠાં વાલી આ પ્રત ઘણી અશુદ્ધ હતી, એવું યાદ છે.

સૈન્ય પાજ બાંધી પાંડરે,
ને ભરી સભાની માંહે.
કરણી તાહરી કેશવા, કળી શકે ન કોય.
દ્વારકાના વાસી આણે અવસરીએ જોય.
માન મોરા મહીપતિ લાજ જશે લખવાર,
સદા પાસું પાંડવને, તું કર્ણે ધર કર્તાર.
વારવાર કહીએ વિશ્વંભરા. ભકતના આધાર,
દ્રૌપદી કહે શું વર્ણવું, કહેતાં ન આવે પાર.
કર જોડીને ભાલણ કહે, એ અબલાનો અવતાર.
અપૂર્ણ.

પદ.

વિધાત્રી કેરા લેખ, લખ્યા નવ ચૂકે રે,
તમે જુઓ રે કર્મની રેખ, લખ્યા નવ મૂકે રે—ટેક
રાજ્ય સુ જેણે યજ્ઞ કર્યો, જીત્યા દેશ-દેશના ભૂપ
ઉદર કેરે કારણે રે, રાયે ધરીયું કંક સ્વરૂપ
લખ્યા.
ખાંડવ વન જેણે દગ્ધ કર્યું, શ્રી કૃષ્ણજી હુતા સાથે
તે અર્જુન વ્યંઢળ થઇ બેઠા, ચુડી કંકણ પહેર્યાં હાથે લખ્યા વિધાત્રી.
નિકુળ મશાળી થઇને રે બેઠા, સહદેવ ચારે ગાય,
ઉદર કેરે કારણે રે, તાંહાં ભીમ રસોઇયો થાય.
લખ્યા વિધાત્રી.
દ્રૌપદી દાસી થઇને રહી, જેનું પંચ સતીમાં રે નામ.
જોડી ભાલણ વદે રે, વિધાત્રી કેરાં એ કામ.
લખ્યા વિધાત્રી.

સૈન્ય પાજ બાંધી પાંડવે,
ને ભરી સભાની માંહે.
કરણી તાહરી કેશવા, કળી શકે ન કોય.
દ્વારકાના વાસી આણે અવસરીએ જોય.
માન મોરા મહીપતિ લાજ જશે લખવાર,
સદા પાસું પાંડવને, તું કર્ણે ધર કર્તાર.
વારવાર કહીએ વિશ્વંભરા. ભકતના આધાર,
દ્રોપદી કહે શું વર્ણવું, કહેતાં ન આવે પાર.
કર જોડીને ભાલણ કહે, એ અબલાનો અવતાર.
અપૂર્ણ.

પદ.

વિધાત્રી કેરા લેખ, લખ્યા નવ ચૂકે રે,
તમે જુઓ રે કર્મની રેખ, લખ્યા નવ મૂકે રે—ટેક
રાજ્ય સુ જેણે યજ્ઞ કર્યો, જીત્યા દેશ-દેશના ભૂપ
ઉદર કેરે કારણે રે, રાયે ધરીયું કંક સ્વરૂપ
લખ્યા.
ખાંડવ વન જેણે દગ્ધ કર્યું, શ્રી કૃષ્ણજી હુતા સાથે
તે અર્જુન વ્યંઢળ થઇ બેઠા, ચુડી કંકણ પહેર્યાં
હાથે લખ્યા વિધાત્રી.
નિકુળ મશાળી થઇને રે બેઠા, સહદેવ ચારે ગાય,
ઉદર કેરે કારણે રે, તાંહાં ભીમ રસોઇયો થાય.
લખ્યા વિધાત્રી.
દ્રોપદી દાસી થઇને રહી, જેનું પંચ સતીમાં રે નામ.
કર જોડી ભાલણ વદે રે, વિધાત્રી કેરાં એ કામ.
લખ્યા વિધાત્રી.

# કવિ રાજે ભકત.

## ગોકુળ લીલા.[1]

### ચુધારાની ચાલ.

બાલ લીલા બોલાવે બુહુલી, સંત ગુરૂ સા'ય કરીને,
લીલા રસની લેહેરો ગાઈએ, આવે ફરી ફરીને.
હરિ ગૂણ ગાવા હુંસ ઘણી છે, હૈડા માંહે હરખું,
રાજેના પ્રભુ અંતરજાંમી, તેને નેહે નરખું.
પ્રભુજીનાં પ્રાકમ શું કહું, બાલપણાનાં બહુ છે,
જે લીલા વૃંદાવન કીધી, તે હૈડામાં સહુ છે.
માંડી કહું તે કોઇ ન માંને, રહું રૂદીયામાં રાખી,
રાજેના પ્રભુ અંતરજાંમી, ગુરૂ પરતાપે દાખી.
નાંહાંનપણામાં નંદતણે ઘેર, રમે નાથજી નાંહાંના,
પ્રથમ પુતના મુક્ત પમાડી, એવાં પ્રાકમ છાંનાં. (૧

૧. ગુ ફાર્બસ સભાના ચોપડાની લખ્યા સાલ વિ સં. ૧૭૪૦ ની જોતા આ કવિ પ્રેમાનંદ કવિનો સમકાલિન જણાય છે છતા તેના વખતની ભાપામા અને પ્રેમાનંદની ભાપામાં ઘણો ફેર માલમ પડે છે, કારણ કે તે વખતે પ્રાતિક ભેદ ઘણો હતો. ખરૂં જોતા આશરે સાઠ સીત્તર વરસ પર કેળવણી ખાતાની ટાઇપ સીરીઝની ચોપડીઓ શરૂ થઇ, ત્યારથી આ ભેદ નીકળતો ગયો હજુ પણ તદ્દન અભણ ઘરડા સ્ત્રી પુરૂષોના ભાપામા આવો ભેદ કંઇક વધુ પ્રમાણમાં જોવામા આવે છે, ને કેટલાક જુના રૂપ કાયમ રહેલા જણાય છે.

માટોડી ખાતા મોહનજી, જશોદાજીએ ભીઆસ્યા,
રાજેના પ્રભુ અંતરજાંમી, ચઊદ લોક પરકાસ્યા. -
જે મહિમા છે મથુરામાંહાં, તે મુહુડે કાં હું દાખું,
દામોદરજી દયા કરે તુ, ગોકુલ લીલા ભાખું.
દુધ ઊંનું ચુલાપર મુકયું, તે ઊભરાઇ જાએ,
રાજેના પ્રભુ અંતરજાંમી, જવા ન દીધા માએ. –
બીજે દીવસ વલોવતાં વ્હાલે, ગોળી ભાંજી નાંખી
રેલ છેલ કીધું મહી માંખણ, માતા ઊઠયાં હાંકી.
ત્યારે નાથજી નાઠા જાએ, માતા પુઠે ધાએ,
રાજેના પ્રભુ અંતરજાંમી, તે કહુ કેમ સવાએ. –
પ્રભુજીને કેમ પુહુચાએ, શ્વાસ ભરાઆં માતા,
ત્યારે દયા દયાલને આવી, રહ્યા ઉભા થૈ ધાતા.
હરજી આવ્યા હાથ જશોદા, અનુખલ બાંધી છોડયા
રાજેના પ્રભુ અંતરજાંમી, જમલા અર્જુન મોડયા
ત્યારે માતાને બહુ ચંતા લાગી, પડતા દેખ્યાં રૂખ[1]
ધાઇ મલ્યુ ધમકમાં સરવે, દૈવે ટાલ્યું દુઃખ.
કાંન પુંકે ને કીકર કરે, બાઇ બીન્યું હુશે બાલ,
રાજેના સ્વામી અંતરજાંમી, એમ રમે ગોપાલ. –
હરિ પાળણે પુઢયા હુતા, બહાર આવ્યા બે બેરૂ,
હરિએ તરત કહ્યું માતાને, કંસ તણા તે હેરૂ.
માતા મનમાં સાચું માંની, વળી વીમાસણ આંણી
રાજેના પ્રભુ અંતરજાંમી, એહ ગત કેમ જાંણી. -

૧ ઝાડ, વૃક્ષ

વળી વિશ્વાસ આંણે જશોદા, વળી માયામાં ભુલે,
કે બાલક ભુખે બોલે જહીં તહીં, હજુ પાળણે ઝુલે.
પ્રભુને એમ પુત્ર ગણીને, કામ કાજ સહુ આપે,
રાજેના પ્રભુ અંતર જાંમી, ઉથાપે ને થાપે.
વળી જગજીવન એમ જાચક થઇને, ઘેર ઘેર માખણુ
માગે,
તેમ એ ગોકુલની ગોપીને, મોહન મીઠા લાગે.
વીઠૂલજીને વીનતા તેડે, જમે ને જમાડે,
રાજેના પ્રભુ અંતરજાંમી, રમે ને રમાડે. - ૧
વાછરડાં ચારવા વિઠ્ઠલ, ગોવાલાં સંગ જાએ,
સરખે સરખામાં રમે રંગીલુ, વળી વાંસલી વાએ.
સંજા સમે આવે સેરડીએ, સહુને લાગે વ્હાલા,
રાજેના પ્રભુ અંતરજામી, અનેક દેખાડે ચાળા. -
એમ ચંચળ ચાળા બહુ દેખાડે, વચને વાહાલા થાએ,
પણ સૂના મંદિર દેખી મોહન, મહીને માખણ
ખાએ.
માંકલડાં મેહેલે મન ગમતા, ખાએ નહીં તેમ નાંખે,
રાજેના પ્રભુ અંતરજાંમી, એહવું ડહાપણ રાખે.
સુતા બાલક જગાડી કુહુના, સુંહુંટી દેઇ રોવરાવે,
કુહુનાં વાછરૂ છોડી મેહેલે, ગાઇઓને[૧] ધવરાવે.

૧ ગાયો કેટલાક ગામડામા હજુ પણ આ શબ્દ વપરાતો જોવામા આવે છે.

કુહુનાં કોટ[1] છૈદણીઆ પાડે, કુહુના આંબળે કાંન,
રાજેના પ્રભૂ અંતર જાંમી, એમ કરે કહીં તાંન.

નાંહનપણાના નાથ ધૂતારા, ચંચળ ચાળા કરતા,
ઘર ઘર ઘાત કગ્વા કારણ, ભૂધર ભમતા ફરતા.
અનંત કળા છે કાહાનુડાની, કોઇક જવલ જાંણે,
રાજેના પ્રભુ અંતરજાંમી, એમ સકળમાં માંણે.

એક સમે સાંમલીઉ માહાજે, મંદીર પીઆરે[2] પેઠુ,
તેટલે મંદીરનું ખાવંદ, બારણે આવી બેઠુ.
નીસરવા તાકે ત્રીકમજી, પણ બારણું નવ સુઝે,
રાજેના પ્રભુ અંતરજાંમી, રહ્યા મંદીરમા ધ્રુજે.
તેહ સખી સાંભળે થોડું, વાત ન છાંની થાએ,
હરી હૈઆમાં એમ વીચારે, સૂં કીજે ઉપાએ.

બાર તે ભીડયું ભોગલ વિનાનું, ભોગલ નાખી આઠી,
રાજેના પ્રભુ અંતરજાંમી, હળવેસે ઊઘાઠી. - ૧૫
હળવા સરખા નાથ નીસર્યો, હાથે કુલે થઇને,
તે ધસારૂ ઘરને નવ જાણ્યું, ઊંઘ્યુ બેસી રહીને.

એહેવા છાંના છળ રમે તે, પ્રાક્રમ કોઇ ન જાણે,
રાજેના પ્રભુ અંતરજાંમી, એ પરકારે માંણે. - ૧૭
વલી પ્રાક્રમ સૂં કહું સજની, સાંમલીઆનાં છાંનાં
કાંહાનડ કેડ[3] ફરે ગોપીની, કૈંઇ કરીને બાંનાં.

---

૧ કોટી, ઘણા. ૨ પારકા ઘરમા. ૩ કેડે, પાછળ.

વીઆકુલ થઇ વીનતા સરવે, હરિ વીના ન સુહાએ,
રાજેના પ્રભુ અંતરજાંમી, જાંહા દેખે તાંહાં ધાએ/
એક સખી આગલી પડસાડે, સામલીઉજી તેડયા, (
પરણ્યા સાથે પ્રેમ ન રાખે, વચન વદે તરછીડાં.
કહે મને માકણ કરડે છે, પરણ્યા કરૂ પથારી,
રાજેના પ્રભુ અંતરજામી, તે પાસે જાએ નારી. -
પરણ્યુ તેનું પ્રીછયું મનમા, કૈંઇ એક કારણ દેખું,
અબલા આજ આતુર ઘણી છે, હું નીદ્રા ઊવેખું.
મહીલા ગઇ મોહનજી પાસે, ને પરણ્યુ બાર ઊઘાડે,
રાજેના પ્રભુ અંતરજામી, નાર ગઇ પણીઆરે. -
એક તુ સહુને સુઆડીને, મોહન પાસે જાએ, (
લાખે લોક વસે ગોકુલમાં, કુહુને જાંણુ ન થાએ.
તે દિન દિન દુણા[1] હેન વધારે, હરીસું હાલે ચાલે,
રાજેના પ્રભુ અંતરજાંમી, મીઠી મીટે[2] ભાળે —
એક બેએ બેંનો તે તુ, મલ્યાં મોહનજી સાથે, (
માડીને એક મોહન વ્હાલા, તીણે આવે ઘાતે.
જ્યારે તેડે ત્યારે જાએ, મોહન મંદીર તેને,
રાજેના પ્રભુ અંતરજાંમી, ઘણું ઇછતા બેને. _
એક ત્રણ બુનો બાલ કુંઆરી, મોહન સાથે મલીઆં,
તે રાખે હેત હરિની સાથે, સહુથી હીંડે ટલીઆં.

---

૧ પછવાડે, ૨ બમણા ૩ નજરે

પરણ્યા પેહેલી પ્રીત કરીને, હરિ વશ કીધા તેણે,
રાજેના પ્રભુ અંતરજાંમી, ન કળાએ કે'ણે.

એમ આવે અબળા બહુ જોવા, કાંમ કાજને બાં'ને,
સનેહ સાંકળે બાંધ્યાં સરવે, કાંમણ કીધાં કાંહાંને.

હરે ફરે ને હરિને હેરે, ચંત ન લાગે અળગાં,
રાજેના પ્રભુ અંતરજાંમી, તે સાથે મન વળગ્યાં.

એક તુ આવે હરિને મળવા, સમજુ માહા સાંમલડી,
તેહને સાથ ગમે નહી કુહુનુ, આવે તે એકલડી.

મીટે મીટ[2] મળી મોહનસું, માંન દીએ અતી સુધાં,
રાજેના પ્રભુ અંતરજાંમી, સુખ દેખાડે સુધાં.

એક દેરાંણી જેહાંણીનણદલ, તે તરણે આવે સાથે,
તે તરણે મતુમતીને આવે, માટે આવે ધાતે.[3]

તે રમી જાએ રંગીલા સાથે, કોઇ ન જાંણે કારણ,
રાજેના પ્રભુ અંતરજાંમી, માટે હૈએ ધારણ.

એક સખી સૂંદર મહા ડાહી, તેને પરપંચ આવે,
પરણ્યાની આંખે પાટા બાંધીને, હરિને મંદીર લાવે

પડાળ પાછલે પરણ્યું નાખ્યું, છેઆં વચલે મોલે,
રાજેના પ્રભુ અંતરજાંમી, તે મળવાને લોલે.

બેએ રાતુ તુ છાંનું રાખ્યું, રંગીલાને રમવા,
નાહાવું ધોવું મંદીર માંહે, છાંનુ આપે જમવા.

---

૧ બહેનો. ૨ નજરે નજર. ૩ દોડતે.

પાડ પડોસી કોઇ ન જાણે, સંચર ખડકીમાંના,
રાજેના પ્રભુ અંતરજામી, એમ રમે છે છાંના.

તે રંગીલીએ રંગ લેઇ ઘણું, પછે આગના આપી,
દયા કરીને વળી આવજો, હું તુ છું માહા પાપી.

ભર ભાંખરે ભૂધર તાંહાંથી, રંગ રમીને ચાલ્યા,
રાજેના પ્રભુ અંતરજામી, જતા ન કુણે ભાળ્યા.

વળી મન ગમતી માનુની સાથે, મોહન જઇને
મળીયા
તેના રોગ રૂદેના ટાળ્યા, દેહના દા'ઢા વળીયા.

તે વાહાલાની વાટડલી, તે દા'ઢી ઊઠી જોતી,
રાજેના પ્રભુ અંતરજાંમા, સંભારીને રોતી.

રડવું ટાળ્યું હસવું આલ્યું, હરીએ હેત દેખાડ્યું,
દયા કરીને દરશણ આલ્યું, દુખ દારદર કાઢ્યું.

કાંહાંનુડાને કંઠે લાગી, દાઝ હૈઆની કાઢી,
રાજેના પ્રભુ અંતરજામી, એમ દયા કરે દા'ઢી.

એમ રમે ગોવંદ ગોકુળમાં, સાં સાં પ્રાક્રમ કહીએ,
અનેક ભૂધર ભાવ દેખાડે, જોતાં ભૂલી જઇએ.

ગોપી ને ગોવંદ ગોકુળમાં, એમ એકઠાં રમતાં,
રાજેના પ્રભુ અંતરજામી, મળી ક્રરમકુ જમતાં.

એક વળી રૂખપતની તેણે, પુત્ર તાંહાં પલકાવ્યું,
તે રમતું રમતું રંગીલાને, મંદીર તેડી લાવ્યું.

તે રૂખપતનીએ[1] રાખ્યા પ્રભુને, ભોજન ભલાં નીપાઆં[2]
રાજેના પ્રભુ અંતરજાંમી, જમીને સેજ સુહાઆં.
સાંમલીઆનું સનેહ જુઉની, સાંન કરી સમજાવે,
જમવા બેઠાં જાંણી સહુને, મોહન મંદિર આવે.

મન હુએ તે સાથે મળે, બીજાને છતા ન થાએ,
રાજેના પ્રભુ અંતરજાંમી, એમ આવે ને જાએ.
એમ માંનુની મોહન નરખે, મોહનને માંનુની,
જો એક ઘડી અંતર પડે તુ, સખી થાએ સહુ સુંની.

એમ પ્રીત પાતલીઆ સાથે, લાગી ગોપી જનને,
રાજેના પ્રભુ અંતરજાંમી, પૂરણ ચુટયા તનને.
હરે ફરે ને ધ્યાન હરીનું. નેણું માંહે નરખે,
એ વ્હાલપણું વાહાલાનું દેખી, હૈડામાંહે હરખે.

એ વાહાલપણાની વાતડલી તે, કહી ન જાએ કેહેને,
રાજેના પ્રભુ અંતરજાંમી, પૂરણ લાગ્યા જેહેને.
મહી વરોલે[3] માંનુની, માંખણ છાંનૂં રાખે,
જાંણે હરી આવે તું અરપું, એહેવું મનમાં તાકે.

તે હરજી હેત હૈઆનું જાંણી, આવે સમે સુવારા,
રાજેના પ્રભુ અંતરજાંમી, વહી ગીઆ તે વારા.

૧ ઋષિપત્ની. ૨ બનાવ્યાં. કર્યાં. ૩ વલોવે.

સાંમલીઆના સા ગૂણ કહીએ, સહીએર હૈડે સાલે;
એક ઘડી અલગા નવ મૂકું, જો કેં મારૂં ચાલે.
વેહેવારી છે વાઘ સરીખા, તે વીહીલી નહીં મૂકે.
રાજેના પ્રભુ અંતરજાંમી, તમે આવજો ઢુકે. – ૪
આજ સખી સામલીઉ સુજને, મારગડામાં મલી
લોક હુરીજન દેખે માટે, ટાલુ દેઇને ટલીઆ.
અંતરગત અતીસે વાહાલા, તે તુ મોહન જાણે
રાજેના પ્રભુ અંતરજાંમી, મીટડલીમા[1] માણે. -
ચતુરપણું ચંચલ નર કેરૂં, નૈણાં માહે નરખે,
જોતાં મુખ મોહની લાગે, મળવાને મન હરખે.
એહેવું વાહાલું કોઇ મળે નહીં, જેહેવા વાહાલા ·
રાજેના પ્રભુ અંતરજાંમી, એ આવે જો હાથ.
જતી હતી હું જળ ભરવાને, જમનાંજીને ઘાટે,
ઉચીંતા એકાંતે આવી, વાહાલું મલીઆ વાટે.
આલ કરી અલબેલે વાહાલે, પ્રેમે પાલવ ઝાલ્યુ,
રાજેના પ્રભુ અંતરજાંમી, તે ભુજાઇએ ભાળ્યું. –
તે ભાભીએ ભુધરની વાતો, મા આગળ કહી માંડી,
મા સુને ખીજી ઉઠી, ભાભીની વાતે ભાંડી.
મીથ્યા છે સમજાવી તેને, એ બોલે છે રીસે,
રાજેના પ્રભુ અંતરજાંમી, કેમ વળગે દીસે.[2]

---

૧ નજર ૨ દિવસે.

જે કેહેસે તે કહીને રેહેસે, હરી મૂકે કેમ ચાલે,
આંક વળે આડુ ત્યારે તુ, જ્યારે ભુધર ભાળે. ૬
મન માહારૂં મોહનસું માંન્યું, બીજું કાંઈ ન ભાવે
રાજેના પ્રભુ અંતરજાંમી, તુજ નજરમાં આવે. ૭
આવુની અલબેલા વાહાલા, આંખ અમારી ઠારૂ,
સુખ દેખાડી સામલીઆજી, હાવે કાંએ વીસારૂ. ૮
તે હાહાના મીટે દીઠા, ત્યારનું મનડું લાગ્યું,
રાજેના પ્રભુ અંતરજાંમી, બીજાંથી મન ભાગ્યું. ૯
એ મન ન માંને બીજાં સાથે, હરી વીના કેં હાવે,
જ્યારના એકાંતે આવી, ભુધર ભેટયા ભાવે. ૧૦
તે દા'હાનું ચંસડે ચુહુટયું, હરી હૈયાનુ હાર,
રાજેના પ્રભુ અંતરજાંમી, વીસરે નહી લગાર. ૧૧
ધન એ ગોકુલ ગાંમ કહીએ, ધન વંદ્રાવન વેલી,
ધન કહીએ એ ગોપી જનને, જે ભુધરસુ ભેલી. ૧૨
જે વ્રીજનારી આવે જળ ભરવા, તે ધન જમનાઃ
આરૂ
રાજેના પ્રભુ અંતરજાંમી, ધન કહીએ તે વારૂ
એ નેહ વચન જે વ્રજ વનીતાનાં, તે મેં કેમ કહેવાએ
વાત અગોચર[1] અલબેલાની, પરગટ કેમ લેહેવાએ.
પરગટ લહે જે પાસે હુએ તે, પ્રેમ સખી, ગુણ પૂરૂં
રાજેના પ્રભુ અંતરજાંમી, જાંણે નહીં અધૂરૂં, ૧૪

૧ છાની, ગુપ્ત.

અધૂરૂં એ અરથ ન જાંણે, સનેહ સખીની વાતો,
તે જાંણે કેં ગોવંદના ગુણ, સંગ રમ્યા જે રાતો.
નેહ વચનમાં જે વેંધાયું, તે એ વાતો જાણે,
રાજેના પ્રભુ અંતરજાંમી, તેહિતું રૂદીઆ માંણે.
હું તું માહા અગનાંની પ્રાણી, નેહની વાત ન જાણું,
મહા રસ જે બ્રહ્મા નવ જાંણે, તે હૂં કેમ વખાણું.
કાંઇ એક કહીએ કુડે કપટે, હરીએ જે કેવરાવી,
રાજેના પ્રભુ અંતરજાંમી, લહી જે લેહેવરાવી.
એ અરજ રસ વ્રજની વાતો, મુઠે સૂં કહેવાએ,
પ્રેમ પુલમાં[1] જુઉ પેસીને, ત્યારે તુ લહેવાએ.
અવગૂણ મારા કેં ગુણ તારા, કાંહાં ઓસીકલ થાઉં,
રાજેના પ્રભુ અંતરજાંમી, રસ આપુ જસ ગાઉં.

## વસંત ઋતુની સાખીઓ.

દીન ગણી દયા કરૂ, સર્વ મલીને સંત,
તુ આનંદે આલપે, રાજે રાગ વસંત. ૧
શુરૂ ગોવિંદ કીરપા[2] કરે, એમ ન લીજે અંત,
રાજે રૂદે આવશી, તુ ગાએ રાગ વસંત. ૨
આનંદ આપુ આ સમે, હરિ કમલાવર કંથ,
રાજે તરંગ ઊપજે, તુ ગાએ રાગ વસંત. ૩
જેમ જાણું તેમ જાળવુ, હરિ પ્રાંણુ તમારે પંથ,
રાજે કહે રૂધણુ ટળે, તુ ઉપજે રાગ વસંત. ૪

૧ પોળ-શેરી. ૨ કૃપા.

એમ અમોને તારજો, જેમ આગે તાર્યા અનંત,
કહે રાજે રંગ આપજો, રમીએ માસ વસંત. ૫

વસંત માસમા વીઠલા તાને ઉપજે તંત,
પ્રેમી જનને પોખવા, રાજે રાગ વસંત. ૬

તમ સાથે રમવા હરિ, હેડે હર્ખ હસંત,
ક્રીરપા કરૂ તુ કેળવે, ગજે રાગ વસંત. ૭

એક મની જે માનિની, તે કીધે એકાંત,
રાજે કહે રમવા હરિ, તાં તેમ રાખવી ખાંત. ૮

શ્રવણે જે કો સાંભળે, તે તરે જીવ ને જંત,
કહે રાજે રંગે કરી, ગાઉં રાગ વસંત. ૯

રાતાં ચીર પટુલાં સહુને, રાતુ રાધા કંથ,
કહે રાજે રંગી સકુ, રાતુ રાગ વસંત. ૧૦

વસંત માસ વીકસુ હવે, પ્રફુલ્લિત વન વેલ,
(તેમ) હરિ જનને હૈડા વિખે, રાજે રંગની રેલ. ૧૧

અબીલ ગૂલાલે છાંટીએ, કુંકુમ કેસર રોળ,
રાજે રંગ ઉપજે રૂદે, નૌત્તમ નાદ ઝકોળ. ૧૨

લાજ આજ કો નવ ગણે, હરિ હોળીને માસ,
રાજે રમવા સૂંદરી, ઇચ્છે રંગ વિલાસ. ૧૩

રમવા રંગ રંગીલડી, અમને તમશૂં કોડ,
રાજેના રૂદએ આવશો, રાધા ને રણછોડ. ૧૪

આવૂ સખીઓ સહુ મળી, હરિને કીજે હાથ,

કહે રાજે કયાંથી મળે, એકાંતે એ નાથ. ૧૫
નાથને નારી બહુ મળી, આજ રમાડુ રંગ,
રાજે રાગ વસંતમાં, આનંદ ઊપજે અંગ. ૧૬
બારે માસમાં મહા રંગી, ફુલ્યુ ફાગણ માસ,
કહે રાજે ફેઘણ ટળે, રમતાં રંગ વિલાસ. ૧૭
ફાગણુ મહિને ફાવશે, જે કરશે તે ફેલ,
કહે રાજે હરિને મળુ, કો કરૂ પનુતી પેલ. ૧૮
ફાગણમાં પુલ્યાં નહીં, રાજે જેનાં મન,
તે તન સૂકાં સાલ છે, માંનો સત વચન. ૧૯
મહા રસ લુંટે માનિની, ફાગણ કેરૂં બાળ,
રાજે રંગમાં રાતડાં, ગોપી ને ગોવાલ. ૨૦
કોકીલા કહુકે બહુ, આંબે લાગી લુમ,
રાજે કહે રૂત પાલટી,[1] વસંત માસની ધૂમ. ૨૧
ધુમ ધામ ધાજો મહુ, રમવા માસ વસંત,
કહે રાજે રહેવું નહી, પુઠળ જોવા પંથ. ૨૨
સમે સહુ રૂત પાલટે, રાજે જોની રંગ,
આવામાં જે આલસે, તે મહા આળસુ અંગ. ૨૩
આલસ મૂકી ઊઠની, આવ્યુ મહીનુ ફાગ,
કહે રાજે રૂત માણીએ, લાખીણુ છે લાગ. ૨૪
લાગ જડયુ છે લાભનુ. આલસનું નહી કામ,
રમતાં રંગ રંગી સંગે, રાજે રેહેશે મામ. ૨૫

---

૧. બદલાઈ.

## પદ ૧ લું રાગ, આશાવરી.

વ્હાલા વાત વીચારી કીજે, એમ બારેવાટ ન બોલુ રે,
દેખે પેલા દૂર્જન દોખી,[1] મહીનૂ માટ ન ખોલુ રે.
વ્હાલા.

ચતૂર થઇને એમ ન ચૂકુ, એવી અળવ[2] ન કીજે રે,
અમ ઘર સાપણ છે રે સાસુડી, તા ઉત્તર શૂં દીજે રે.
વ્હાલા.

જેઠાંણીની છુસ વાધતી તે, વાત વધારીને કરશે રે,
નણદલ નાંની છે રે અદેખી, તે માથું ફ્રૂટી મરશે રે.
વ્હાલા.

સાકૂત સંગે હુએ રે વ્હાલા, તા મને ન બોલાવુ રે,
રાજેના પ્રભૂ અંતરજામી, મંદિર મારે આવુ રે.
વ્હાલા.

## પદ ૨ જું—રાગ આશાવરી.

વારી જાઊં વેણું ઉપર, માગ મોહન મીઠા બોલા રે,
રાખુ હેત હરિ અમ ઊપર, તુ હું પાથરૂં ખોળા રે.
વારી.

મારૂં મન માન્યૂં તમ સાથે, મને બીજો કોઇ ના ભાવે રે,
આવું તુ ઉર સાથે ભીડું, એવૂ મનમાં આવે રે.
વારી.

૧ દોષી, દોષવાળા. ૨ અટકચાળાપણુ.

ચિતડામા ચતૂર્ભુજ ચુટયા, વણુ દીઠે કેમ રે'વાય રે,
મનની વાત મોહનજી જાણુ, પરગટ કેમ કહેવાય રે.
વારી.

અલબેલા ને અતિ રૂપાળા, મેં મારગમા દીઠા રે,
રાજેના પ્રભૂ અંતરજામી, અમૃતપે અતિ મીઠા રે.
વારી.

પદ ૩ જુ—રાગ આશાવરી.

ટેવ પડી તજને ઠાકરીઆ.[1] લોકનૂ લૂટી ખાવા રે,
બાપતણી મીગત હુએ પણુ, તે ન કરે એમ દાવા રે.
ટેવ.

ન મળી નાર તને કો તેવી, તારા ન દ ઊતારે રે,
હરીફ મળે કો તજને હરવે, ત્યારે તુ તું હારે રે. ટેવ.

મહી ખાઇ હીંડે મદમાતુ, કુહુને મન ન આંણે રે,
હવે હાથ દેખાડું સુધા, ત્યારે તું તુ જાંણે રે. ટેવ.

મળશે કોઇ એક કામણુગારી, તાં તે ફાંદે પડશુ રે,
રાજેના પ્રભૂ અંતરજામી, જગની જીભે ચઢશુ રે.
ટેવ.

પદ ૪ શું—રાગ આશાવરી.

દાણુ આપીને આઘી ચાલે, કહું તે સાંભળ કાને રે,
વણુ લીધે વીલી[2] નહી મૂકું, ખોટી થાએ છે સાંને રે.
દાણુ.

---

૧ ઠાકોર ૨ નીકીલી, એકલી, છુટી.

રીતે આલીશ તુ રંગ રે'શે, નીત લૂંટી લેશૂ રે,
આજ એકાંત મળી મારગમા, તુ કેમ જાવા દેશૂ રે.
દાણ

કૌકટ સીદ સેવલા વીણે, મૂકીશ તું મહી લીધે રે,
ઉનાવલ હુએ તુ જારે આપીને, શૂં થાએ લવ[1] કીધે
રે. દાણ.

હારી હાથ જોડયા હરિ સાથે, ગુઆલની ગોરસ
આલે રે,
રાજેના પ્રભુ અંતરજામી, તમ સાથે કેમ ચાલે રે.।
દાંણ

પદ ૫ મુ—રાગ આશાવરી.

વારૂં થયુ વાટડીએ વ્હાલા, આજ અમોને મળીયા રે,
હૈડે હરખ ઊપજે મારે, દેહતણા દુખ ટળીયા રે.
વારૂં

વરણાગી વ્હાલાજી તારી, અમને વ્હાલી લાગે રે,
નેણ ભરી નરહરિને જોતા, ભવની ભાવટ ભાગે રે.
વારૂં

છબી જોઈ છોગાળાની, હવે શું જોઇએ બીજુ રે,
રૂપ જોઇ રંગીલા તારૂં, હૈડામા હું રીઝુ રે વારૂં
માનહજી મન ગમતા મળીયા, તે હેતે હુ હર્ખું રે,
રાજેના પ્રભૂ અતરજામી, મૂખડુ તારૂં નર્ખું રે.

---

૧ લવરી, વવાગે

પદ ૬ ઠું—રાગ આશાવરી.

ઘુમે રે ગોરસડું મારૂં, પીળી પલવટ વાળી રે,
મહીડું મારૂં મેળ ન આવે, તુજને અદકાં ટાળી રે.
ઘુમે રે,
એકી પાસે હું ઘુંમુ મોહનજી, બીજી પાસે તું ઘુમ રે,
લાડકડી લઘુ વયમાં આવી, લથબથ ઝુમા ઝુમ રે.
ઘુમે રે
ખીટલીઆળા કેશ વદન પર, ઉમટ ઉમટ લટ
આવે રે,
વાંકી વાંકી આંખડલીએ, ભાવે ભમર જ ભાવે રે.
ઘુમે રે.
મહીડું ઘુંમે ને મોહ ઉપજાવે, આ કા'નડ રાસ
રમાડે રે,
રાજેના પ્રભુ <u>ગિરધર નાગર</u>, જેમ તેડું તેમ આવે
રે. ઘમે રે.

પરણ્યુ પશુ તે કાંઇ ના જાણે પેર રે,
તે જોઇ લાગે ઝેર રે, મારા જીવને.
રાજેના પ્રભુ અંતરજામી, વરીએ રે,
પણ એ ઘર તુ પરહરીએ રે, સહીએર સાંભળું.

પદ ૮ સું—રાગ પરજ.

સસરાજીને મૂકુ સીમા સેઠે રે,
જેઠ જશે તાં કેઠે રે, જોવા જીવતા.
બાઇજીને તુ સામા બોલે બાંધું રે,
અને નણદીને રાંધું રે, ખાતર ખાડમાં !૨
પરણ્યા પાસે ફરકડા ધોવરાવું રે,
રહે તુએ રોવરાવું રે, આપે રાખશે.
એમ વેહેવારીને, વલગાડું વેહેવારે રે.
કીએ પરકારે પાર રે, આપણ પાંમીએ.
રાજેના સ્વામી અંતરજામી મળતાં રે.
હવે સહુ મેહેલ્યાં ઢળતાં રે, ઘરનાં કાંમને.૩

---

૧ બળીયા કાકા. મોટા બળીયા, ૨ ખાતર નાંખવાના ખાડામા. ૩ ગુજરાતના કેટલાક ભાગની સ્રીઓ "આંચણાં" ગાય છે તેના રાગનાં આ બે પદ જણાય છે. વહુએ, સાસુ સસરાને ગાળો ભાંડવામાં બાકી રાખી નથી. હિંદુ સંસારનું ખગબમાં ખરાબ ચિત્ર, કવિએ આપ્યું છે

## કવિ વેણીભાઇ.[1]



### પાળણું.

હરિ ગુરૂ સંતને સેવજે, સુત પાળણું રે,
પામ્યો મનુષ્ય તણો અવતાર, મુક્તિનું બારણું રે.
હરિ ગુરૂ સંત એક જાણજે, સુત
એથી વામીએ ભવ સંસાર. મુક્તિ
અધ્યાત્મ વિદ્યા વિચારીએ, સુત
જેમાં તત્વમસિ મહા વાકય. મુક્તિ
કામ ક્રોધ લોભ પરહરો, સુત
તજો મોહ મદ ને અહંકાર. મુક્તિ
ઇંદ્રિ દશને તું જીતજે, સુત
જીતો મન બુદ્ધિ ચિત્ત અહંકાર. મુક્તિ
પંચ પ્રાણ એ તો વાયુ છે, સુત
એ તો આવે ને વળી જાય. મુક્તિ
દેહ સદા અનિત્ય છે, સુત

---

૧ ઇ. સ. ૧૭ ૬ મા વસોમાં વેણીભાઇ નામના પ્રખ્યાત લેઉવા પાટીદાર કવિ થઇ ગયા જેમણે સાહિત્ય સિંધુ નામનું હિંદી ભાષામાં એક મોટું કાવ્ય રચ્યું છે. તેમની રચેલી આ કવિતા જણાય છે આ કવિની વિશેષ હકીકત આ લેખકે ગુજરાતીના દીવાળીના અંક પુ ૩૧ ના પૃષ્ઠ ૬૭ મે આપી છે તે જોવાથી મળશે

તું તો નિત્ય સનાતન એક. મુકિત
ષડ ભાવ વિકાર રહિત છે, સુત
તું તો નિરંજન નિરાકાર. મુકિત
ઉપજ્યું એ સર્વ તું થકી. સુત
એ સવ તુજમા સમાય. મુક્તિ
જીવ ઇશ ઉપાધીને પરહરે, સુત
કીજે વાચ્ય અર્થનો ત્યાગ. મુક્તિ
બ્રહ્મા આદે કીટ જે, સુત.
જાણો મૃગ તૃષ્ણાનું નીર. મુકિત
લક્ષ્ય અર્થ તું વિચારજે, સુત.
તું અસિ પદમાંહી સમાય. મુકિત
શુદ્ધ બુદ્ધ તું નિરાલેવ છે, સુત
તું નિરંજન નિરાકાર. મુકિત
અક્રિય અનંત અરૂપ છે, સુત
અજન્મા શુદ્ધ પ્રકાશ. મુકિત
સત્ય જ્ઞાન અનંત તું આતમા, સુત
સંસાર એ સ્વપ્ન સમાન. મુકિત
લક્ષ રે ચોરાસીમાં તું નહીં, સુત
તું તો સત્ ચિત્ આનંદ રૂપ. મુકિત.
હરિ ગુરૂ સંતને સેવતાં, સુત
થાય જીવન મુકત સ્વરૂપ. મુકત
વેણી વદી જાણે નહીં, સુત
- હૃદે માંહી ગુરૂનો વાસ. મુકિત

## પદ–રાગ કાફી.

ગુરૂ મને મળીયા રે, સચ્ચિદાનંદ સ્વામી,
મહા સુખ દીધું રે, બુદ્ધિ વિશ્રામ પામી—ટેક.

જન્મ અંધ હું કંઇએ ન જાણું, જે જ્ઞાન તણું શું નામ,
અજ્ઞાન આંટી કાપી હૃદેથી, ત્યારે આવ્યુ મને ભાન. ગુરૂ.

રૂપ અનુપમ સુંદર જેનુ, કાન્તી જાજલ્યમાન,
બ્રહ્મ વેત્તા ને બ્રહ્મ નીષ્ટ, બ્રહ્મ રસનુ કરે પાન. ગુરૂ.

દુઃખાતીત સકળ વિધિ સમરથ, સચ્ચિદાનંદ સ્વરૂપ,
જ્ઞેય જ્ઞાતા જ્ઞાન જાણનહારા, ભવ દુઃખ ભંજન ભૂપ. ગુરૂ.

ત્રિકાળમાં સત વસી રહ્યા છો, ચૈતન્ય ચરાચર વાસ,
આનંદ રૂપ છો અંતરજામી, એવા અખંડિત અવિનાશ. ગુરૂ.

હૃદે ગુફામા રામ બિરાજે, ટળ્યુ તિમિર થયો પ્રકાશ,
રવિ ને રજની નહીં કાઇ ભાસે, એવા સ્વયં જ્યોતિ પ્રકાશ. ગુરૂ.

કલ્પ વૃક્ષ છે પ્રભુ કલ્પના પૂરણ, કરી મારી પૂર્ણાનંદ,
દાસનો દાસ વેણી વિનવે, કૃપા કરી સચ્ચિદાનંદ. ગુરૂ.

પદ.

ગુરૂકે ચર્ણાવિંદ, ચિત્ત રખના ભાઇ,
કામ ક્રોધ લોભ મોહ, દૂર રહે જાઇ. ગુરૂકે
જાકે ચરન તીર્થ સકળ, ગંગા યમુના આઇ,
ધામ ચારે એમાં આયે, ગુરૂ ચરનમાંહી. ગુરૂ.
વૃત સકલમે મોક્ષદાઇ, એકાદશી કહાઇ,
દશો ઇંદ્રિ એક જાન, ગુરૂ ચરન લાઇ. ગુરૂ.
વિદ્યા સકલ મંત્ર જંત્ર, ચોદ વિદ્યા ગાઇ,
બેદ ચારે એમેં આયે, બ્રહ્મ વિદ્યા માંહી. ગુરૂ.
બ્રહ્મ લોક ઈંદ્ર લોક, ચાહો મત કોઇ,
સંત સંગત ગુરૂ શરન, જાઇ રહો ભાઇ. ગુરૂ.
જન્મ મૃત્યુ ભ્રાંતિ હરે, મહા સુખ દાઇ,
દાસ બેની ગુરૂ શરન, નિત્ય બુદ્ધિ હોઇ. ગુરૂ.

## નિર્ગુણ બ્રહ્મની આરતી.

હે ગુરૂ બ્રહ્માનંદ મુર્તિ, જય ગુરૂ આનંદ મુર્તિ,
હે ગુરૂ ચિદાનંદ મુર્તિ.
શિવ બ્રહ્માદિક સેવે, નારદ શારદ સેવે શ્રુતિ સ્મૃતી
ટેક.
નિર્ગુણ નિરાકાર, આપે અવિનાશી, હેહી આપે
અવિનાશી
સદૈવ સુમેધાદિ, પૂર્ણ અચઆસી. ( ૨ )

એકમેવા દ્વીતીયં બ્રહ્મ, પૂરણ પ્રકાશી, ( ૨ )
આપથી સહુ ઇચ્છા, આપો આપ પ્રકાશી. હે ગુરૂ.
એકોહં શામ કામ, ઇશ્વરતા ધારી. હે હરિ
ઇશ્વરતા ધારી,
સત્વ રજ તમ ત્રિમાયા, આપે વિસ્તારી.
શુદ્ધ સંતોષ ગુણ રૂપ, ભૂપ ઇશ્વરતા ધારી, હે હરિ.
રજતમ ત્રિગુણી એ માયા, સૃષ્ટિ વિસ્તારી. હે ગુરૂ.
ઇચ્છા શક્તિ આપ, ભૂત ભૌકિતને કીધાં, હે હરિ.
જળ સ્થળ સ્થાવર જંગમ, ( ૨ ) અચેત સહુ દીધ
ચિદ્‌ઘન આનંદ રૂપ, પોતે પ્રવીશઠા. ( ૨ )
ચિદ્ ચરાચર ભાસ્યુ, પોતે નિયંતા હે ગુરૂ.
સત્‌ચિદ્ આનંદ રૂપ, ભૂપ મનુષ્યા દેહધારી, હે હરિ.
જન મુમુક્ષુ કાજે ( ૨ ) બ્રહ્મ વિદ્યા વિસ્તારી.
તત્વ મસી મહા વાકયે, કાજ જીવતણાં કીધાં, (૨)
અનેક જન્મનાં કાજ, દર્શનથી સીજ્યાં, હે ગુરૂ,
વેણી અદ્વૈત એક, હૃદે ગુરૂ મૂર્તિ ધારી, હે હરિ.
સંત સલૂણા મળીયા, ગુરૂની બલીહારી.
આરતી આરત રૂપ, નિર્ગુણ જે કોઇ ગાશે ( ૨ )
વિષયાનંદ વિસારી, બ્રહ્માનંદ થાશે. હે ગુરૂ.

---

# ભોળાનાથ



૫૬.

(" ભમરા પહેલો વધાવો મારે આવીયો" એ રાહે.)

એ'ની ચાલો વસીએ વેરાનમાં, કરીએ કષ્ટ બંધનનો
ત્યાગ. વસીએ.
હવે ગમતું નથી આ સંસારમાં, વહેલો વણસી
જાશે આ બાગ. વસીએ.
હું તો વાટ જોઉં છું આવ્યા તણી, મારે સાથ
સંગાથી થાય. વસીએ.
આવા મીથ્યા માયાના ખેલમાં, આયુષ્ય એળે મારૂં
વહી જાય. વસીએ
ખાવું પીવું કે બેસવું નવ ગમે, ચિત્તમાં ચટકો
લાગ્યો છે નિશદિન. વસીએ.
સુગમ મારગ આવ્યો છે હાથમાં, પરખો પ્રીતમ
મળવાનાં ચિહ્ન. વસીએ.
મારૂં કાળજ કોરાયું બાણથી, વાગ્યાં મર્મનાં સંતોનાં
વેણ. વસીએ.
હું તો જાપ જપું જગદીશનો, બારાં જોઇને ઠરે છે
નેણ. વસીએ.
આ સૌ જુઠા તરંગ માયા તણા, સર્વે વળગી છે
માયાની વેઠ. વસીએ.

જે દિવસનું જાણુ થયું છે આપનું, તે દિવસથી
પ્રાસ્યું પછે નહીં અન્ન જો,
નિદ્રા ના આવે રે પોડે પલંગમાં, ભોળા સખી ઉતારો
જાણી જન જો. અગ્નિમાં.

ગરબી.

ચાલ સખી નથી ગમતું આ સંસારમાં, ઉદ્વેગ
રહે છે મન દિવસને રાત જો,
× × × ×, અરે બળી ગઇ બેની મારી જાત
જો. ચાલ.
ખાવું ને પીવું તે મુજને નવ ગમે, પછે નહીં આ
બે'ની પ્રાસ્યું અન્ન જો,
લોકિકની રીતો તે મુજને નવ ગમે, લાગ્યાં મુજને
અંબર સર આસન જો. ચાલ.
આ સંસારી તે સહુ રહે આનંદમાં, પણ ઉંડી વેદના
મારે અંતર થાય જો,
કાળતણાં તેડાં તે કાલે આવશે, નવ ચાલે ને
બાંધીને લેઇ જાય જો. ચાલ.
મરવું ને અવતરવું મોટી ખોડ છે, આ બળતા
ઘરમાં શીદને પુરીએ વાસ જો,
સર્પ તણા મુખમાં રે શીદ કર ઘાલીએ, શીદને
કરીએ એળે દેહનો નાશ જો. ચાલ.

આવ્યો તો કે આ અવસર વળી આવશે, દુર્લભ
દેહ આ માણસનો અવતાર જો,
હાલી ચાલી જઇએ અક્ષર ધામમાં, ભોળા સખી ભવ
તારણનો આધાર જો. ચાલ.

---

## કબીર ભકત.

પદ–ઢોળ.

મળીયા પ્રેમ સ્નેહી નંદલાલ રે, અગમ બાંધી
પ્રીતડી.
જી રે પાંચ તત્વનું આ પૂતળું, ગેબી રામ ભજનની
ગડી રે. અગમ.
ગગન ગુફા મધ્યે ભોંયરૂં, ભરીયાં માણેક મોતી ને
મણિ રે,
સંત સમાગમે શોધતાં રે, વસ્તુ સતગુરૂ હાટડીથી
જડી રે. અગમ.
જી રે અંતર ગતમાં શોધતાં, ઘટમાં અવિચળ
ટંકસાળ પડી રે,
જીરે ઘાટ ઓઘાટના ધામમાં, ત્યાં તો અલખ
પુરૂષની ગાદી રે. અગમ.
જી રે સુરતમાં એક નૂરત છે, જો જો શૂન્ય શિખર
પર ચઢી રે.

જીરે દાસ કબીરની વિનતિ, લાગી નામ નિરંતર
ઝડી રે. અગમ.

પદ.

સાધુ આવોને દેશ હમારડે, ત્યાં તમે રહોને
નચિંત રે,
ચોફેર વરસે ઝીણાં મોતીડાં. ટેક.
વણુ રે મઢે રે મૃદંગ વાગે, વણુ મુખ ગાયે ગીત,
આશા ને તૃષ્ણા મરી ગઇ રે, એવા સંત સધીર.
સાધુ આવો.
પવન પુરૂષની પુતળી, ખેલે ગગન મોઝાર,
વણુ રે બત્તીએ દીપક બળે, રૂપ વિના નાચે એ
નાર. સાધુ આવો.
તખ્ત ત્રિવેણીના તીરમાં, ચુગવા લાગ્યો એ કીર,
એ રે હંસાને હરી લીયો, એવા સંત સધીર.
સાધુ આવો.
આકાશથી રે ઉંચેરડો, નિશ્ચળ વાકો હે નામ,
જ્ઞાન હિમાળે રે જઇ ગળ્યો, પહોંચ્યા પૂરણ ધામ.
સાધુ આવો.
કોટ કર્યો રે કાયા તણો, ઘડમાં ન રાખે એ ધીર,
ગુરૂ રે રામાનંદનો બાળકો, બોલ્યા દાસ કબીર.
સાધુ આવો.

પદ.

ગુરૂના દેશમાં રે. ધણીના શહેરમા રે—
બડો અચરજ દીઠો ખ્યાલ.

ધણીના દેશમાં નિત્ય નિત્ય પૂનમ—
કણુ ન હોય અમાસા,
ઠંડ ભૂખ વ્યાપે નહીં ને, વણુ રે ભૂખ્યા ને વણુ
પ્યાસા. ગુરૂના—

ધણીના દેશમાં ઉન્સુખ કુપ જ્યાં—
શંકર વાકી ઝોળી,
સુરત સુહાગણુ ભરે પનીઆરી, વિણુ ગાગર વિણુ
દોરી. ગુરૂના.

ઉચલ જુમલ જળ બહલાને—
કંચન વરસે મેહા,
ચોરે ચોતરે ફરે એકીલા, ક્ષણુંના ભીંજે વાકી દેહા.
ગુરૂના.

ગુરૂના દેશમાં વાજાં વાગે—
ગેબી હોત અવાજા,
કહેત કબીરા સુનો મેરે સાધુ, એહા ગગન કેરી
છાજા. ગુરૂના.

પદ.

અબધૂત એંસા જ્ઞાન વિચારી,
વામેં કોણુ પુરૂષ કોણુ નારી. અબધૂત. ટેક.
બ્રાહ્મણુ કે ઘેર ન્હાતી મેં ધોતી,
જોગીકે ઘેર ચેલી;
કલમા પઢ પઢ કે ભઇ મેં તરકડી,
તો એ આપે આપ અકેલી અબધૂત.

નહીં મેં પરણેલી નહીં મેં કુંવારી,
પુત્ર તે જણુ જણુ હારી,
કાળી મુંડીકા કોઇના છોડયા;
તો એ હજુ હું બાળ કુંવારી. અબધૂત.
સસરો હમારો બાળો ને ભોળો,
સાસુડી બાળ કુંવારી,
પરણ્યો પ્રીતમ અમ પાલણે ઝુલે,
તો મેં ઝુલાવનહારી. અબધૂત.
નહીં જઉં સાસરીએ, નહીં રહું પીયરીએ,
સ્વામીની સંગે સમાઇ,
કહેત કબીરા સુનો મેરે સાધુ, જ્યોતમેં જ્યોત
સમાઇ. અબધૂત

## કવિ અખો ભક્ત.

### પદ—રાગ સામેરી.

હરિ ને હરિજન એક છે, જેમ પાણીમાં પાણી,
જાત ના પૂછીએ સાધુની, સાંભળ મુખની વાણી.
હરિ.
કયાંથી આવ્યો તું પંખીડા, તુંને પૂછું છું પ્રાણી,
કયાંથી આવ્યો ને કયાં જશે, તેની આપો એંધાણી.
હરિ.
અષ્ટ કમળ દળથી ઉપન્યો, આવ્યો આનંદ જાણી,
ભ્રમર ગુફામાં રમી રહ્યો, તેની આપું એંધાણી. હરિ.

નહીં કુરાન નહીં, નહીં રેહેણી ને કરણી,
અખો એમ બોલીયા, એ વાત જવલે જાણી. હરિ.

૫૬.

ઉંચી મેડી સેજ ઉજળી, સોડ તાણીને સુતો,
કાઢો રે કાઢો એને સૌ કહે, જાણે જન્મ્યોજ નુતો.
સોલ વરસની એની સુંદરી, ઉભી ટગમગ જુએ,
આંસુંડે ભીંજાય એનો કંચુવો, ઉભી ધ્રુસકે રૂએ.
શેરી લગી એની સુંદરી, ઝાંપે માય ને બાપ,
મશાણ સુધી એના બંધુઓ, પ્રાણી એકલો જાય.
સગાં રે સહોદર તારા કો નહીં, સૌ વળાવી ને વળશે,
સગાં રે કહીએ વનનાં લાકડાં, કાયા ભેગાં રે બળશે.
સોનું રે પેહેરે સંતો શું થયું, પેહેર્યાં વિધ વિધ વાગા,
તે રે ઉતારી અળગાં મેલશે, બીજા શીવવાને લાગ્યા.
ખોળી રે ખોળી કાયા બાળશે, જેમ હોળીના લઠકા,

× × × × ×

નથી રે તરવા માટે તુમડાં, નથી ઉતારવાનો આરો.
જુએ રૂએ જોર ચાલે નહીં, પ્રભુ પાર ઉતારો,
ભુતનાથ ચર્ણે અખો ભણે, પ્રભુ પાર ઉતારો.

## સાગરદાસ

### દાણ લીલા.

ઘેરે ઘેરથી નીકળી ગોકુળની નાર જો,
જુથ મળી ચાલી મથુરા મોઝાર જો,
લીધી ને મટુકી મસ્તક મહી તણી.

શોભીતા રે કાંઇ સોળ સજ્યા શણગાર જો,
વેણી ગુંથી ટીલડી કાજળ હાર જો,
આભૂષણ ઓઢયાં રે અંબર શોભતાં.
શ્યામા વામા સુંદર વેષ સ્વરૂપ જો,
રતી રંભાનાં રૂડાં છે અતિ રૂપ જો,
લટકો ને કરતી રે નારી સહુ નીસરી.
ગોપી—"બળીયા થઇ બહુ બોલો છો અમ સાથ જો,
"ભૂલી ગયા મથુરા મૂકી મધ રાત જો,
વ્રજમાં ને વસીયા રે જેનો તાતજી.
"શામળીયાજી તમો સુધારસની લેહેર જો,
"પ્રાણ પચ્યા પુતનાના તનનું ઝેર જો,
'અળગા રે ' અબળાની ઘાતે ઓળખ્યા."
કૃષ્ણ—"હું પાપી તું પરમ પવિત્ર નાર જો,
"મહી વેચતાં મસ્તકમાં પડી ટાલ જો,
પૂર્વે પુણ્યનાં ફળ આજે ઉદે થયાં.
ગોપી—સમરથ થૈને ભ્રાત કરાવ્યો નાશ જો,
બે'ની બિચારી ઉડી ગઇ આકાશ જો,
સાગરદાસના સ્વામી સીધા થઇ ચાલવું.
દોકડો રે રોકડો આપીશું અમે આજ જો,
પરખાવી ગણી ગાંઠે બાંધો મહારાજ જો,
સંભાળી જો જો રે છુટે નહીં છેડલો.
કૃષ્ણ—હાંસી કરતાં માટ ઢોળાશે આંહ્ય જો,
કોઇ પ્રકારે કોઇ નહીં માને આણ જો,
આહિરડી ઓછું બોલે નહીં ઊગરો.

ગોપી—એ'હું આહિરનું ખાઈ ઉછર્યા તમે આપ જો,
એક જન્મમાં બે કીધાં મા બાપ જો !
કુળ અજવાળ્યું કુંવર થૈને કહાનજી.
પીઓ ઘણો નથી પડયો મફતનો માલ જો,
નો'ય છબીલા છોકરડાંના ખ્યાલ જો,
કપરા રાજમાં કા'ન અનીતિ ન કીજીએ.
માગી પી મહી ટાઢાં કીધાં તન જો,
બ્રાહ્મણીઓનાં ભીખી ખાધાં અન્ન જો,
બીજાં ને મે'ણાં ચીથ્યા નવ મારીએ.
ગિરધર સાહ્યો રાધાજીનો ઘાટ[૧] જો,
માથેથી ઉતરાવ્યાં મહીનાં માટ જો,
પીધાં ને પાયાં મર્કટને પ્રેમથી.
લુટ્યાં ઝુંટયાં ઢોળ્યાં ગોરસ ગર્થ જો,
વાળ્યો આડો આંક કર્યો અનર્થ જો,
ગોપી જન કર જોડીને બહુ કરગરે.
લાવી પ્રીત ને રાજી થયા શ્રીરંગ જો,
રાધા માધવનો બંધાણો ત્યાં સંગ જો,
ભાગી રાડ ને વાધી રંગની રેલડી.
રાધા રસિયાની લીલા જે કોઇ ગાય જો,
જન્મો જન્મનાં પ્રાશ્ચિત પ્રલે થાય જો,
સાગરદાસના સ્વામી મહા જશ સાંપડે,

---

૧ ચીર, વસ્ત્ર.

ચાર ચતુર ચોપાસું જે સાર જો,
ગરબી રાગે વર્ણવી દાણ લીલાયજો,
પીસ્તાળી ચણું રે પદ પુરાં થયાં.

## મીરાંબાઈ.[1]

પદ.

હરિ મેલી બીજાને નવ ભજવું, પ્રભુ મેલી બીજાને
નવ ભજવું,
ગજ તજી ખર ચઢી નવ ફરવું, કે જીવાપેં રૂડું
મરવું.
કે ઠરવાનું ઠામ તમે મારૂં, બીજું સહુ માયાનું લારૂં.
કે ઠરવાનું
જો શીરપર બીજો ધારૂં, તો જીવને ખડગે હું મારૂં.
હું જીતી બાજી પ્રભુ કેમ હારૂં. કે ઠરવાનું
જેમ ગજ જાય બજારે પુરી, શ્વાન મરે બહુ ભમી
ભમી,
એ હસ્તી ને કશું ભાન નથી. કે ઠરવાનું.
હાંરે હાંરે જુદ્ધે નવ ચઢીએ, કે રણથકી પાછા નવ
ફરીએ,

---

૧ તપાસ કરતાં મેવાડ બાજી આ નામની એક બીજી પણ મીરાબાઈ કવિ થઇ ગઇ છે, જેને ત્યાના લોક ન્હાની મીરાબાઈ કહે છે. જેની વધુ હકીકત હવે પછી આપવા વિચાર છે.

જો વળીએ તો કડકા થઇ પડીએ. કે ઠરવાનું.
તારી સાથે રંગ લાગ્યો ભારી, જુઠું સુખ માને એ સંસારી,
સાચે દિલે રાચું હું ગિરધારી. કે ઠરવાનું.
તલખે છે મનવૃત્તિ મારી, તારી સાથે રમવા ગિરધારી,
છબીપર મીરાં જાય વારી. કે ઠરવાનું.

પ૬.

શારે ગુનામાં લુંટી, કાનુડે મુજને શારે ગુનામાં લુંટી,
વાંકો અંબોડો વછુટી. કાનુડે.
હાથે બાજુ બંધ બેરખા બિરાજે વ્હાલા,
વચલી ઘુઘરીઓ મારી તૂટી. કાનુડે.
સાત સહીયરો અમે પાણીંડા ગઇ'તી વ્હાલા,
માથે બેઢું ને માણ પુટી. કાનુડે.
કોરા કીનખાબનું કાપડું શીવડાવ્યું વ્હાલા,
ચે'ન્તા તો કસ મારી તૂટી. કાનુડે.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર વ્હાલા,
ચરણે કમળ ચિત્ત ચોટી. કાનુડે.

પ૭.

નાખી છે પ્રેમની દોરી રે, વ્હાલીડે મને નાખી છે પ્રેમની દોરી.
સોનાની ગોળી વ્હાલા રૂપાનો રવૈયો,
મહીડાં વલોવે રાધા ગોરી. વ્હાલીડે.

હે વૃંદા તે વનમાં વ્હાલા, મહીડાં વલોવે,
વચમાં કાનુડો નાખે છે ફેરી રે. વ્હાલીડે.
જળ જમના તીરે, જળ ભરવા ગયાં તાં,
વચલી ગાગર કોણે ઢોળી રે. વ્હાલીડે.
વૃંદા તે વનમાં વ્હાલો, ગોધેન ચરાવે,
બંસી બજાવે ઘેરી ઘેરી રે. વ્હાલીડે.
હે વૃંદા તે વનમાં વ્હાલે, રાસ રચ્યો તો,
હે કાન કાળો ને રાધા ગોરી રે. વ્હાલીડે.
આણી તીરે ગંગા ને પેલી તીરે જમના વ્હાલા,
વચમાં સ્નાન કરે કા'ન ગોપી રે. વ્હાલીડે.
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
જન્મ જન્મની રે હું તોરી રે. વ્હાલીડે.

પ૬.

ના જાણ્યા જગદીશ. ધંધામાં તેં ના જાણ્યા જગદીશ.
હેત કરી હરિ દ્વારે ન ગયો, ચર્ણે નમાવ્યું ન શીષ.
ધંધામાં.
એકાદશી કરતાં રે કોપી, લાંઘણ એંચે દશ વીશ.
ધંધામાં.
મુદગરનો માર પડે જમ દ્વારે, પાડે ચીસાચીસ.
ધંધામાં.
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધર નાગર, રાખ જ્ઞાન
વસા વિશ. ધંધામાં.

## ઇંદ્રાવતી.

### વિરહ બાર માસી ને ઋતુ વર્ણન.[1]

#### ઋતુ ૧ લી ( શરદ્ ).

રાગ મલાર.

પિયુજી તમે શરદ ઋતુ રે સીધાવ્યા,
હાંરે મારા અંગરામાં મેહુ વન વાવ્યાં,
એ વન ક્ષણ ક્ષણ કુંપલીઓ મૂકે,
હાંરે મારૂં તેમ તેમ તનડું સૂકે.
હો સ્વામી, પિયુ પિયુ કરી રે પુકારૂં,
વ્હાલા હું તો પિયુ પિયુ કરી રે પુકારૂં.
પિયુજી વિના દોહિલા દિન ગુજારૂં,
હું તો દુખડાં માંહે મન મારૂં,
હું તો નિશાસા અંગમાં ઉતારૂં. હો સ્વામી.
વ્હાલા મારા ભાદરવે નદી નાળાં ભરીયાં,
પિયુજી નિર્મળ જળ રે ઉછળીયાં,
વ્હાલા મારા ગિરિ ડુંગર ખળભળીયા,
પિયુજી તમે એણે સમે હજીએ ન મળીયા.
હો સ્વામી.

---

૧. બીજા કેટલાક કવિઓએ દ્વાદશ માસ રચ્યા છે પણ તેમાં આ કવિ પેઠે ઋતુ વર્ણન આપ્યું નથી-કવિએ બાર માસના વર્ણનમાં ઋતુનું વર્ણન એવું તો ઓત પ્રોત કરેલું છે, કે જેથી વાચનારને વધારે રસિક લાગે છે.

વ્હાલાજી તમે ચાલતાં તે ચાર દિન કહ્યા તા,
હાંરે અમે એંણી આશાએ જોઈને રહ્યાં તાં.
વ્હાલા રે અમે વચન તમારે રે રહ્યાં,
હવે તે અવધ ઉપર દિનડા ગયા. હો સ્વામી.
હો વ્હાલા મારા દિનડા આશોના રે આવ્યા,
વન વેલડીઓએ રંગ સુહાવ્યા;
હાંરે ઘેર મેઘલીઓ વરસે રે સીધાવ્યા,
પિયુજી તમેં એણેં સમે વ્રજ કાં નાવ્યા. હો સ્વામી.
વ્હાલા મારા એક વાર જૂઓ વનડો આવી,
હાં રે ચાંદલીએ જ્યોત ચઢાવી,
વેલડીએ વન વનસ્પતિ સુહાવી,
એણેં સમેં વિરહિણી ને કાં વિલસાવી. હો સ્વામી.

ઋતુ ૨ જી ( હેમન્ત )

હો વ્હાલા હિમાળેથી હિમ ઋતુ હાલી,
એ તો વેરણ આવી રે વિરહિણીયે ચાલી;
વ્રજડી વીટી રે લીધી વચ્ચે ઘાલી,
પિયુજી તમેં હજી કાં બેઠા આપ ઝાલી. હો સ્વામી.
રે વિરહે તમે વિરહિણી કાં ન સંભારો,
નંદ કુંવર નેહડો છે જો તમારો;
વ્હાલા મારા દોષ ઘણો રે અમારો,
પિયુજી તમેં એંણી વિધે અમને કાં મારો.
હો સ્વામી.

વ્હાલા મારા કાર્ત્તકીયે અંગડાં કાપે,
નાહુલીયા તારો નેહડો વ્હાલા મૂંને તાપે.[1]
વ્હાલા મુંને ગુણ અંગ ઇંદ્રિ રે સંતાપે?
પિયુજી વિના દુઃખડાં તે સહુ મુંને આપે.
હો સ્વામી.

વ્હાલા મારા ટાઢલી તે મહુને વાય,
વ્હાલા અમ વિરહિણીને અગ્નિ ન માય;
ઉપર ટાઢા વાવલીયે ધમણ ધમાય,
એણી રૂતે મૂને સૂતડાં શુભ જગાય. હો સ્વામી

વ્હાલા મહિનો માગશરીયે મદમાતો,
તે તો અમને મારશે રે જોને જાતો;
તારા નેહની રે રેહેશે હૃદે વાતો,
અમ ઉપર એમ કાં નાખી નિધાતો. હો સ્વામી.

રે વ્હાલા મારા શીયાળો સુખણીઓં[2] માગે,
પિયુજીના સુખડામાં સારી રાત જાગે.
વ્હાલાજીને વિલશેરે વડ × ×
અમને તો મંદિર મશાણ થૈ લાગે. હો સ્વામી.

ઋતુ ૩ જી. (શિશિર.)

વ્હાલા ઋતડી આવી રે શીતલડી જૂની,
વેલડીઓ વનમાં જાયે સહુ સૂકી;
વિશેષે વ્હાલે રે ઉતરીયો ટૂંકી?
પિયુજી તમે હજી કાં ગયા મૂને મૂકી. હો સ્વા

1 બાળે 2 સુખી સ્ત્રીઓ.

નાહુલીયા નિશાસે ધમણ ધમાય,
હારે મારા અંગડામાં અગ્નિ ન માયઃ
વ્હાલા તારી જાપલીઓ[1] કેમ ન જપાય,
પિયુજી તારો એવડો શ્યો કોપ કહેવાય હો સ્વામી.

વ્હાલા મારા પોસ મહિનો રે આવ્યો,
હાંરે અમ દુઃખણીને દુઃખ પુરાં લાવ્યો;
વેરીડો અમ ઉપર આવીને જંપાવ્યો,
મારો ચોરી અંગ મીઠે ભરાવ્યો.    હો સ્વામી.

હો વ્હાલા ટાઢી અગનનાં વાત્રલીયો વાય,
નીલાટલી સૂંકીને ભાંખરીઓ થાય;
પાંન ફૂલ ફળ સર્વે ઝરી જાય,
વ્હાલા અમે એ ઋતુ કયમે ના ખમાય હો સ્વામી.

વ્હાલા મારા આવ્યો રે મહિનો માહ.
જંગલીઓ[2] બાળે રે વનસ્પતિ દાહ;
દાહનાં દાધ્યાં રૂખડીયાં[3] કેવાં કરમાય,
સ્વામી વિના સુંદરીઓ એમ શોભાય. હો સ્વામી.

હે વ્હાલા મંદિરીએ આવીને આરોગો,
હાં રે એમ વિરહિણીના ટાળો રે વિજોગો;
હાં રે સુંદર સેજડીનાં આવી લીયો ભોગ,
એતાં સકળ તમારો સંજોગ.    હો સ્વામી.

---

૧ જાપ, જપ  ૨ જંગલમા રહેનાર માણસ  ૩ વૃક્ષ.

### ઋતુ ૪ થી ( વસન્ત. )

હો વ્હાલા મારા આવી રે ઋતડી વસંત,
ચંદ્ર મુખ અમૃત રસ રે ઝરંત;
વ્હાલા વન મોરો[૧] રે કુંપલીઓ ચરંત,
એણે સમે ના આવો તો આવે મારો અંત.
હો સ્વામી.
એણે સમે અબીલ ગુલાલ ઉછાળીએ,
ચુવા ચંદન કેસર કચોળે ભરીયે;
નાહો[૨] નારી રમે રે ફાગણીયાં મળીયે,
એણે સમે અમે તો ઘણું ટકળીયે. હો સ્વામી.
વ્હાલા વન ફાગણીયો રે ઉછાળે,
પંખીડાં કરે રે કલોલ બેહાં માળે;
હાં રે અમ વિરહિણીનાં ચિત્તડાં ચાલે.
આંગણીએ ઉભલી[૩] પંથડો નિહાળે. હો સ્વામી.
વ્હાલા વનડો કોલ્યૂં કામિની પામી કરાર ?
પશુ પંખી હરખે પાડે રે પુકાર;
વ્હાલા નેહ ભાંજો રે વિરહિણીનો આ વાર,
એણે સમે ના આવો કેમ પ્રાણાધાર. હો સ્વામી.
વ્હાલા મારા ચૈતરીએ એણે માસ,
પિયુજીશું કરતાં વિનોદ ઘણું હાસ;
વન માંહે વિવિધ પેરે રે વિલાસ,
તે અમે અહોનિશ નાંખું છું નિશ્વાસ. હો સ્વામી.

---

૧ મોરનું બહુ વચન. ૨ સ્વામી, પતિ. ૩ ઉભી રહેલીનું ટુંકુંરૂપ
હજી કોઇ માણસ હજુ આ રૂપ વાપરે છે.

વ્હાલા મુંને એ દિન કેમ કરી જાય,
પિયુજી વિના ક્ષણ વરસાં સો થાય;
વ્હાલા મુંને વિલપંતાં રેણી વિહાય,
પિયુજી વિના એ દુઃખ કેને ના કે'વાય. હો સ્વામી.

ઋતુ ૫ મી. ( ગીષ્મ ).

વ્હાલા મારા આવી રે ઋતુડી ગ્રીષમ [૧]
અમૃત રસ લાવી રે ફૂલ ઉત્તમ;
વન ફળ પાકીને થયાં રે નરમ,
વ્હાલા તમે એણે સમે ના આવો કેમ. હો સ્વામી.
વ્હાલા મારા ત્રટ જમના વૃંદાવન,
હાં રેં ટાઢી છાંહિલી તળે કદમ;
પિયુજી આંહાં દેતા રે પાવડીએ કદમ, [૨]
તે મેં વિલસૂં વ્હાલા નેં વદન. હો સ્વામી.
વૈશાખ ફૂલ્યો રે વેલડીઓ મેહેકાર,
ભમરા મદમાં કરેં રે ગુંજાર;
પંખીડાં (કરે) અનેક કળા રે અપાર,
વ્હાલા વિના વિલસ્યા તણી આ વાર. હો સ્વામી.
હો વ્હાલા ખત પેરે આંબલીયો નિર્મળ?
પિયુજી કારણ વાસ્યાં [૩] રે જળ શીતળ;
વદન દેખાડો રે વ્હાલેયા સુકોમળ,
પિયુજી અમે પંથડો નિહાળું પળ પળ. હો સ્વામી.

---

૧ ગ્રીષ્મ. ૨ પગલા ૩ ગમ્યાંના અર્થમાં.

હો વ્હાલા વનમાં મેવો રે મહિનો જેઠ સાર,
એણે સમે આવો રે નંદના કુમાર;
પિયુજી તમે સદા સુખના દાતાર,
વ્રજ વધૂ વિલસતાં પાડે રે પુકાર. હો સ્વામી.
સખીઓ તારા સુખડાં સંભારી રૂએ,
હવે અમ વિજોગણીઓને કોણ જુએ;
પિયુજી વિના આંસૂડાં તે કોણ આવી લૂએ,
વ્હાલા પછે આવશ્યો શું અમ મૂએ.! હો સ્વામી.

ઋતુ ૬ ઠ્ઠી. ( વર્ષા ).

પાવસીઓ [1] આવ્યો રે વર્ષા ઋતુ માંહ્ય,
લોયલડી ઢાંકી રે વાદળીએ છાંહ્ય;
અંબર ગાજે રે વીજલડી વા વાય,
પિયુજી વિના મારે રે અમને ઘાય. હો સ્વામી.
એણે સમે ભેળાં સહુ ઘર બારી,
અધક્ષણ અળગા ન થાય નર નારી;
પરદેશ હોય તે પણ આવે રે સંભારી,
પિયુજી એવી કંઇ અપ્રાપ્ત અમારી. હો સ્વામી.
મેઘલીઓ આવી રે અષાડ ધડૂકે;
સેજ્ડીઓ સાંમ સામી રે ઢલૂકે.
મોરલીઓ કોયલડી રે ટહુકે,
એણે સમે કંથ કામિનીઓને કેમ મૂકે? હો સ્વામી.

---

૧ વરસાદ.

વ્હાલા મારા લેમડલી રે નીલાંની,
મેઘલીઓ વળી વળી સીંચે પાણી;
વીજલડી ચમકે રે અભિમાની,
રે પિયુજી ( તમેં ) એણેં સમેં વેદના ન જાણી.
હો સ્વામી.

રે વ્હાલા મારા શ્રાવણીઓ સલસલીયો,
આભલીયો આવીનેં લોંય સ્લસલીયો;
ચોંહોંદિશ ચમકે ગરજે ગલીયો,
પિયુડા તમેં હજી કાં અમનેં ના મળીયો? હો સ્વામી.

પિયુજી તમેં પેહેલી કાં પ્રીતડી દેખાડી,
પ્રેમનું મંદરીયું કાં દીધું રે ઉઘાડી;
પિયુજી તમે અનેક રંગે રમાડી,
હવે તો લેઇ આસમાન લોંય પછાડી. હો સ્વામી.

## વિરહ બારમાસીનો કળશ.

વ્હાલા મારા ખટ ઋતુના બારે માસ.
હાં રે તેંના અહોનિશ ત્રણસોને સાઠ;
વ્હાલા તારી રોઇ રોઇ જોઇ મે વાટ,
અમ ઉપર એવડો કોપ કીધો શા માટ. હો સ્વામી.
હો વ્હાલા મારા હુતી રે મોટી તારી આશ,
જાણ્યું અમને મૂંકશ્યે નહીં નિરાશ;
તે તો તમે મોકલ્યો તમારો ખવાસ,
આવી વિછોજે સંન્યાસી એં માસ ? હો સ્વામી.

૧ લીલા રંગની. ૨ દિવસને ગત.

રે વ્હાલા ભલું થયું રે ભ્રાંતડી ભાગી,
અરે તારે સંદેશડે હું જાગી;
હાં રે એણે વચને રૂદે આગ લાગી,
હવે મેં જાણ્યૂં ચોકસ મને ત્યાગી. હો સ્વામી.

ઉદ્ધવ તું ભલી રે વધાંમણી લાવ્યો,
અમારે કારણ સૂલીને સંન્યાસ લેઈ આવ્યો;
રે ઉદ્ધવ તને અંકુર પર ઇણે રે ચઢાવ્યો,
ઉદ્ધવ તેં દુઃખડાં ઘણું જ દેખાડયો.[1] હો સ્વામી.

રે ઉદ્ધવડા એ તું એટલું જાણે નિરધાર,
રે ઉદ્ધવ તુને નથી રે બીક કરતાર;
એણી રીતે પાંમીશ નહીં તૂં પાર,
તૂં પણ તારા ધણીશું વિછોડીશ આ વાર.
હો સ્વામી.

રે ઉદ્ધવ રાખ તું કને તારૂં ડહાપણ,
પિયુજી નહીં નહી મૂંકું અમે એવું પણ;
તાં તને નહીં દીયે વળી વળી તાપણ,
સખીઓ હવે સમજ્યાં સંદેશડા આપણ. હો સ્વામી.

---

૧ અસલ હસ્ત લિખિત પ્રત મીરાંબાઈના પીયર મેવાડના મેડતા ગામમાં લખાયેલી હોવાથી શબ્દની જાતિમાં ફેર પડે છે. મેવાડમાં હિંદી ભાષાની પેઠે નરને નારી એમ બેજ જાતિ છે. નાન્યેતર. ( નપુંસક લિંગ ) જાતિ ત્યાં છે જ નહિ. એ તો આપણા પ્રાંતમાં જ આવીને ભરાઈ છે !!

રે ઉદ્ધવ તારા ડહાપણે ઘણું રે સંતાપી,
રે મૂર્ખ તને એ મત કોણે રે આપી;
અમે તુને જાંણ્યો નહીં એવો પાપી,
તેં તો નાંખ્યાં અમારાં અંગડાં કાપી. હો સ્વામી.

સખીઓ હવે દુઃખડાં તે કે ઉપર કીજે,
આપણો નંદ કુંવર હોય તે તો રીઝે;
આપણી વાતે જાદાનો રાય નહીં ભીંજે,
સખી હવે ઉધોને સંદેશો શો દીજે. હો સ્વામી.

સખીઓ હવે આપોપૂ સહુ કોઇ ઝાલો,
કા'નજી હોય તો દોડીને જૈએ ચાલો;
એ જાદોરાય નહીં રે ગોપીઓનો વ્હાલો,
સખીઓ હવે ઉધોને ગુંજડી[1] કાં આલો. હો સ્વામી.

રે ઉદ્ધવડા હમારો ધણી છે અમ પાસ,
તારી મત લેઇ જા તું તારી સાથ;
અધક્ષણ અળગો ન થાય અમથી નાથ,
ત્રેહમાંહે વિલસૂં વ્હાલૈયા સંગાથ. હો સ્વામી.

રે ઉદ્ધોડા ત્રેહમાંહેં નંદનો કુંવર,
એની અમ કને ખરી રે ખબર;
ત્રેહમાંહે જોવો લાધે તતપર,
તે ઉદ્ધવ અમે ભૂલૂં કેંમ અવસર. હો સ્વામી.

ઉદ્ધવડા અમારો ધણી અમે માગ્યો મળીયો,
તમેં આવતાં તે સંશે સર્વે ટળીયો;

---

૧ છાની વાત.

ઉદ્ધવ તારી વાતેં ના અમ ચિતડાં ચલીયો,
મેહ વધારી ઉદ્ધવ વીછોહ લીયો. હો સ્વામી.
સખીઓ હવે દહાડા સહૂ એ સંભારો,
રખે કોઇ વ્હાલાજીનેં દોષ દેવાડો;
એ ગ્રેહમાંહેના માંહેંજ મારો,
સખીઓ એ તો નહીં ઘર વાસ ઉધારો. હો સ્વામી.
સખીઓ! તમેં મૂકો રે બીજી મહુ વાત,
આપણ ઉપર નિસંશે પાડી રે નિઘાત;
દુઃખેં કેમ મૂંકીએ ગોપીનો નાથ,
હવે આપોપૂ રાખો જેંમ રહે અખ્યાત. હો સ્વામી.
સખીઓ હવે વિણ ઘા નાખો આપ મારી,
વ્હાલાજીના ગ્રહની વાત સંભારી;
વિશેષે વળી રાખો ઘર લોકાચારી,
હવે એવી કઠણ કસોટી ખમોં નારી. હો સ્વામી.
સખીઓ હવે ગ્રેહની ભારી રે ઉપાડો,
એ અંગ માયાની માયામાં પછાડો;
એ ગ્રહ બીજા કોને માં દેખાડો,
સખીઓ વિના રખે કેને વાત ઉઘાડો. હો સ્વામી.
સખીઓ મારો જીવ જીવણ માંહેં ભળીયો,
અમેં માયા ગ્રહી તોયે પળ ના ટળીયો;
એ વ્હાલો અમ વિના કોંણેં ના જાય કળીયો,
હો સ્વામી પિયુ પિયુ કરી રે પુકારૂ.
(પ્રકરણ ૭ ચોપાઇ ૫૩)
(ખટ ઋતુ બાર માસી તમામ ચોપાઇ જુમલે ૨૨૯)

## સુંદરબાઇ.[1]

પદ.

પ્રેમીપુરમાં પ્રેમી જન વસે રે, કાંઇ ગુર્જર કેરી નાર,
વીખર્યાં મોતી શોધી કાઢીયાં રે, તે પરણ્યું બ્રહ્મની જાત.
પ્રેમ સબંધી પ્રેમી પગી મળ્યો રે, તેણે પગલું કાઢયું સાર,
મૂળ ઘર આપ ધણી ઓળખ્યા ત્યારે, મારો પ્રાણ–જીવન ભરતાર.
ગુર્જરી ઘણા દિવસ છાનાં રહ્યાં રે, હવે પ્રકટીયાં છે આપ,
ગુર્જરી છેલ છબીલી રંગ રંગીલી, અનુમોદ અંગ ન માય.
છેલ છંછેડી જગાડીયાં રે, મારો, વ્હાલોજી ચતુર–સુજાણ.
સુંદર સખીની એ વિનતી રે, તમે સુણજો શ્રી મહારાજ,
વ્હાલેયા તમને તમારૂં સુંપનાં રે, કાંઇ સરીયાં સર્વે કાજ.

---

૧ અંતર્ધ્યાનની ગમતના ૨૪, મા ને ૪૪ મા ટાપમા ઇંદ્રાવતીએ આ સુંદરબાઇનું નામ આપ્યાથી જણાય છે. કે આ બંને એક બીજાની સખીઓ હશે.

# વદતી. [૧]

## છંદની ચાલ

શ્રી મહાદેવ સદાશિવ શંકર, ત્રિનયન દેવ સુદાર,
ગિરિપતિ ગિરિજા વલ્લભ શંકર, ભજ રે વાર વાર.
નીલકંઠ તનુ ભૂતી વિભૂતી, ભુજંગ ફણા મણિ હાર,
જટા જૂટ ગંગાધર શંકર, ભજ રે વાર વાર.
નંદી વાહન ગજ ચર્મ શીંગી, સોહે ઇશ મહેશ,
વામદેવ વરદાયક શંકર, ભજ રે વાર વાર
રીપુ નીકંદન ભવ દુઃખ ભંજન, સેવક જન પ્રતિપાલ,
આવાગમન નિવારણ શંકર, ભજ રે વાર વાર.
ચૌદ લોક પ્રભુ કર્તા હરતા, પ્રતિપાલક વિશ્રામ,
સદાશિવ મન વાંચ્છિત શંકર, ભજ રે વાર વાર.
હર હર દુરિત નિવારણ શંકર, સેવકજન પ્રતિપાલ.
શિવ મહાદેવ સદાશિવ શંકર, ભજ રે વાર વાર.
કર ડમરૂ ડીમ ડીમ નાદે, નાચે દેવ સુદાર,
આનંદ પરમાનંદ શિવ શંકર, ભજ રે વાર વાર.
શામ ગાન બ્રહ્મ રૂખિ ગાય, નારદ વેણા વાય,
સુરપતિ ત્યાં નાચે હરિ શંકર. ભજ રે વાર વાર.
તાંડવ નૃત્ય ત્યાં થેઇ થેઇ નાચે, વદતી ગાય છે ગીત,
એ પરિબ્રહ્મ પુરૂષોત્તમ શંકર, ભજ રે વાર વાર.

૧ વદતીના તખલ્લુસથી કે, ખરા નામથી કોઇ બાઇએ આ કવિતા રચી જણાય છે

અશ્વની કુમારે વસે અજાચક,[૨] તાપી ત્રટ નિવાસી,
સદાશિવ પરિપૂરણ શંકર, ભજ રે વારં વારં.

---

## રાણી સુરદા.

### પદ. ( તંબુરાનું )

જાગો જાગોને મારા બેલીડા, આવ્યો કલિયુગ પોરો રે,
જાગ્યા સોઈ નર જગ જીત્યા, ઉંઘે અક્કલ ગુમાવી રે જી.
ભણે રાણી સુરદા, સાંભળ ને કુરંગા રે જી,
દૈત્યોનાં દળ જ્યારે આવશે ત્યારે, સાહેબ તને મારશે રે જી.
રઘુ રે કુળમાં પ્રભુજી અવતર્યા, દેશે ડંકા દીધા રે જી,
રાવણના તો ભુજ કાપીયા, ગઢ લંકા જીતી લીધા રે જી.
ભણે રાણી સુરદા, સાભળને કુરંગા રે જી,
દૈત્યોનાં દળ જ્યારે આવશે ત્યારે, સાચા સાહેબ તને મારશે રે જી.

---

[૨] સુરત જીલ્લા તરફના અનાવિલ ને મોતાલા બ્રાહ્મણ પોતાને અયાચક માને છે. તે જ્ઞાતની આ કોઇ બાઇ હશે. એમ લાગે છે. તેમની બાજી કવિતા અશુદ્ધ લખાયેલી હોવાથી લીધી નથી.

નવ રે અવતાર પ્રભુ તમે લીધા, હશમો કુરંગાનો
વારો રે જી.

ભાણે રાણી સુરદા સાંભળને કુરંગા રે જી,
શ્રીફળ લીધાં શ્રી રામજીનાં, ચાલો પ્રભુ સામા
જઇએ રે જી.

પગ રે ધોઇને પાવન થઇએ, દિલની દુગ્ધાઓ
ખોઇએ રે જી[૧].

---

## મોતિરામ.

### શૃંગાર.

### ગરબી ૧ લી.

( કદી કાચી વયે રે, કોઇ આડશો મા સંસાર એ રાગે
ન બાલ લગ્ન. બત્રીસી. )

સહીયર સાંભળો રે, કહું એક અંતર કેરી વાત,
મેં જાણ્યું નહીં રે, હશે એ ગોવાળીઆની જાત.
મૂકી મુજને ગયા રે, મથુરા મામાજીની પાસ,
સંભારે સૌ કામિની રે, નવ તે જાણે મનમાં ત્રાસ.

---

૧ કવિતામા બહુ દમ જણાતો નથી, તેમ છતા એક સ્ત્રી અને તે પણ રાણી નામથી ઓળખાતી સ્ત્રી, એટલે આ કવિની કવિતા જાણીને પ્રસિદ્ધ કરી છે.

સહજે માનમાં રે, મૂકી મોહ માયાનો પાશ,
ત્યારે અમસ્ત્યા અમે રે, એ છે અબળાનો આધાર.
તન મન સુપીયા રે, આવી શર્ણે તેના વજનાર,
વિસારી પ્રેમદા રે ચાલ્યો ગોવિંદ ગુણ આધાર.
હરિ હૈયા થકી રે, ઘડી એક વિસાર્યો નવ જાય,
ઘેલી ઘરમાં ફરૂં રે, ધધો ઘા મારી નવ થાય.
ધીરજ રહેતી નથી રે, થર થર ધ્રુજે સઘળી કાય,
સાસુ નણદી તણાં રે, મેણાં મુજથી નવ સે'વાય.
વહુવારૂં અમે થયા રે, વાળી વચનાં કયમ કે'વાય,
શબ્દ નવ સાભળે રે, તો અંતરજામી કયમ લહેવાય.
દયા જાણે નહીં રે, તો શર્ણે આવે શું થાય,
મોતિરામ રંકની રે, વિનતી સાંભળજો મહારાજ,
વાર કરશો નહી રે, કહું છું કરજોડીને આજ.

## ગરબી ૨ જી.

સહીયર સાચું કહું રે, વિનતી વિઠ્ઠલનો વિસ્તાર,
તજીને કેમ જશે રે, એ છે દીનોનાથ દયાળ.
દુઃખ સૌ ટાળશે રે, પળમાં દર્શન દેશે સાર,
અકળ એની ગતી રે, કહીયે શું કે'તાં નાવે પાર.
લક્ષણ લહેતાં નથી રે, એની માયાનાં નિરધાર,
ઝળહળ જ્યોતથી રે, પ્રકટ કરીયા છે કર્તાર.
દૈત્ય દાનવ મળી રે, સુંપ્યો સંસારનો અધિકાર,
જાહેર જગમાં થઇ રે, લીધો ભવ સાગરનો ભાર.

હરિ હેતે કરી રે, પૂરે કર્મ ધર્મની સાખ્ય,
ભૂધર ભવ રૂપ છે રે, તેનું ધ્યાન રૂદેમા ગખ્ય.

પૂરણ પૂરી રહ્યા રે, સૌમાં બો છે તે સાક્ષ,
હૈયે એવું નહીં રે, મૂકી મથુરા ગયા મહારાજ.

હૈયું નવ હારીયે રે, હિંમત સાર ન કરીએ વાજ,
પૂરણ બ્રહ્મ પિંડમા રે, જોને અખંડ અનલે રાજ.

સહીયર સામું જુઓ રે, જાણે આવે છે ગિરધાર,
પ્રકટ ઉદ્ધવ થયા રે, આવી દર્શન દીધાં સાર.

હમો તો તમો તણાં રે, હવે નવ કરીએ અમોપર આળ,
મોતિરામ વિનવે રે, જાણી ગોવિંદના ગુણ ગાય

ગરબી ૩ જી.

નમે બહુ નારીઓ રે, પ્રીતે ઓધવજીને પાય,
તમો આવ્યા ભલે રે, હમારે હૈયે હર્ખ ન માય.
હરિનું રૂપ છો રે, નિર્ખી કાયા નિર્મળ થાય,
અરજ એક અમો તણી રે, ઓધવજી તમને કહી
નવ જાય.

સુખે નવ સાંભરે રે, તે માટે પત્ર લખું તમ સાથ,
કાગળ છે હેતનો રે, તમો જઇ આપો હરિને હાથ.
હવે અંતરતણી રે, કહું એક વિનતી સુખ જબાન,
અમો આશા ભર્યાં રે, જાણ્યું આવી કરશે પાન
વાયદો વટી ગયો રે, કહીએ શું ગઇ તમ સાન,
ઘણું ગોવિંદને રે, ટકોરૂં તોએ ન આવે તાન.

કુમતણા કાદવમાં સુતી, શરીર તણું સુખ જાય રે.
મોહ તૃષ્ણા મમતામા વીંટી, કેમ ઘટ પાણી ભરાય રે. હું આવી

વિપ્ર હરદેવ પ્રભુને મળવા, ભકિત ભજન નિત્ય કરવા રે,
જન્મ મરણની આરત ટાળે, ભવસાગરને તરવા રે. હું આવી.

મોહ તૃષ્ણા મમતાએ વિંટયો, ઉન્મત્ત આપ
વખાણે રે,
ધન દારા સુત સંપત્તિ દેખી. મુર્ખ કાંઈ નવ
જાણે રે. માણસ.
જે જેમ આવ્યો તે તેમ જાશે, ત્યાં આરત શી
કરીએ રે,
ગૌરીપતિ ગોપીવર ચર્ણે, પ્રિત કરી ચિત્ત ધરીયે
રે. માણસ.
દુર્જન દુષ્ટ બોલી ના જાણે, શિવ નારાયણ નામ રે,
હરદેવ કહે હરિ હરને સેવો, અવસર આવે કામ
રે. માણસ.

પદ.

હું આવી મારા પિયુની સાથે, ભવસાગરમાં
તરવારે,
ત્રિવીધિ પેરના તાપ શમાવા, હરિ હર ઘટ જળ
ભરવા રે. હું આવી.
બાળપણામાં બાળક બુદ્ધિ માટે, તરવાની ગતી
મતી ભૂલી રે,
તરૂણપણે વિષય રસ ભીની, લોભ તૃષ્ણામાં ડુલી રે.
હું આવી.
નીષ્ઠુર નાવલીઓ કાંઇ નવ જાણે, ઇંદ્રિ રસમાં
મોહ્યો રે,
ફોકટ મારૂં તારૂં કરતાં, એણે જન્મારો ખોયો રે.
હું આવી.

કર્મતણા કાદવમા સુતી, શરીર તણું સુખ જાય રે.
મોહ તૃષ્ણા મમતામા વીંટી, કેમ ઘટ પાણી ભરાય
રે. હું આવી
વિપ્ર હરદેવ પ્રભુને મળવા. ભક્તિ ભજન નિત્ય
કરવા રે,
જન્મ મરણની આરત ટાળે, ભવસાગરને તરવા રે.
હું આવી.

સાખી.

સાગર તીર્થ સોહામણુ, ગોકર્ણ જેનું નામ,
*સકળ તીર્થમાં શિરોમણિ, જે ગિરિજાવરનું ધામ*

---

## નરભેરામ.

૫૯.

આવો નહીં મળે તને આવો નહીં મળે,
લે લેની લાભ તને આવો નહીં મળે. ટેક.
મોતીડાંના કણ લઇ ઘંટીએ દળે,
બાવળીયો વાવીને કયાથી આંબો ફળે. લે લેની.
માયાનો બાંધ્યો પ્રાણી, ગર્વે ગળે,
ભક્તિ મૂકીને તું તો, ભૂતોમાં ભમે લે લેની.
અપો મોગરો લેઇ તું તો, તેલમાં તળે,
આવો રૂડો મનખો તને, ફેર નહીં મળે. લે લેની.

ચતુર હોય તો સમજી લેજે, મૂરખ માન ખરે,
નરસૈરામનો સ્વામી સાચો, જૂઠો નહીં પડે.
લે લેની.

## કવિ જેસલ જાડેચો.

પદ.

ચંદ્ર ઉગે ચંદ્ર આથમે રે, ફુલે તે કરમાય,
ચણ્યાં મંદિર તૂટી પડે રે, જન્મ્યા સો મરી જાય;
માં કર માલનું ગુમાન, કાચી કાયાનું અભિમાન.
—ટેક.

ધનવંતી માં કર ગારવો [1] રે, પુત્રવંતી માં કર અહંકાર,
ધન જોબન ને ઠકરાઈ તેને, જાતાં ન લાગે વાર.
માં કર.

ઘેરે ઘોડા ઘેર હાથીડા રે, ઊપર સોનેરી પલાણ,
ચઢણુહારો ચાલી ગયો જેમ, પીંપલ હાલ્યાં પાન.
માં કર.

તાંબા પિત્તલની કોઠી કરાવૂં ને, લોહે જડાવૂં કમાડ,
દશ દશ તો બંદુકીયા રાખું, ઝખ મારે જમડાય.
માં કર.

મેડીએથી ઉતારીયો રે, જમડે દીધી દોટ,
અટક માંડું મે કોઠમાં દીઠું [2] ચારે જણની
ખાંધ. માં કર.

૧ ગર્વ. ૨ અર્થ સમજાયો નથી, કચ્છી શબ્દો છે.

આગળ હાંલ્લી આગની રે, કેડે પડીયો પોકાર,
ઉજ્જડ સોમે ઉતારીયો રે, ઊપર ભરીયો ભાર.
માં ૪૨.

ખોરણે ખોરણે ખોરી બાળીચે રે, જેમ સોહું
× × × ×
ડુંગર જેવડા ખરડીયો રે, જાણે દિલ્લીનો દિવાન,
બત્રીશ લક્ષણ બોલણો રે, ચૌદ વિદ્યા ગુણ જાણ.
માં ૪૨.

રહેવાસી તો ભુજનો રે, જેસલ જાડેચો નામ,
પોતે મૂખથી એમ ભણે, ધર્મ રહેશે નિરવાણ.
માં ૪૨.

---

## શેખાજી.

### પદ.

વ્હાલા મારા રાતડીયાં રમીને રે,—
કયાં થકી આવીયા રે,
હાં રે તું તો બળવંત બારણું માં ઠેલ. રાતડીયાં.

---

૧ સ્વર્ગસ્થ ભાઇ રણછોડભાઇ કૃત વાર્તા સંગ્રહમા જેસલનું વતન ભુજ નહિ, પણ બીજું ગામ આપેલું છે. તેથી તે તોલાદે રાણી વાલો જેસલ, અને આ જેસલ કવિ, એક હશે કે જુદા તે વિચારવા જેવું છે

વ્હાલા મારા કોટડીઓનાં [૧] કુસુમ રે—
કેમ કરમાઇ ગયાં રે,
હાં રે કાંઇ રાતી ઉજાગરે આંખ રાતડીયાં.

હો વ્હાલા મારા નયણાં દીશે રે—
અતિ નિદ્રા ભર્યાં રે,
હાં રે કાંઇ અધર અંજન તણી રેખ. રાતડીયાં.

હો વ્હાલા મારા પ્રીત ને પિતાંબર રે—
કયાં થકી પાલટયાં રે,
હાં રે કાંઇ પાલટી પીછોડી પાછી આલ. રાતડીયાં.

હો વ્હાલા મારા મંદિરે પધારો રે—
પેલી નારના રે,
હો વ્હાલા મારા મંદિરીએ પધારો રે—
પેલી સોકયને રે,
હાં રે જાઓ જે કરે રંગ રેલ. રાતડીયાં.

હો રાધે પ્યારી નિંદ્રા નાં આવી રે—
તારે આંગણે રે,
હાં રે તું તો ભોળી મન ભ્રાંત માં આણ. રાતડીયાં.

હો રાધે પ્યારી તું નહીં માને તો રે—
હું ધીજ કરૂં રે,
હાં રે તું તો સત્ય વચન મારૂં માન. રાતડીયાં.
હાં રે જાઓ, અમ ઘેર શેં, ન આવ્યા કાલ. રાતડીયાં.

---

૧ કો

હો વહાલા મારા ચાંદલીયો ને ઉગ્યો રે—
　　હરણી-આથમી રે,
હાં રે ત્યાં લગી જોઇ મેં તારી વાટ.　　　રાતડીયાં.
હો વહાલા મારા શેણાઇના સ્વામી રે—
　　મંદિરીએ પધારીયા રે,
હાં રે કાંઇ સ્નેહ વધ્યો ને હવો પ્રભાત. રાતડીયાં.

---

## કવિ દયારામ

### કવિ દયારામ અને વ્યાસ માધવરામનો પત્ર વ્યવહાર.[1]

કવિ ઉપર અમદાવાદના વ્યાસ માધવરામે લખેલો પત્ર

( 'પ્રથમ પાર્વતીના પુત્રને પાયે નમું રે લોલ' એ રાગે )

સ્વસ્ત શ્રી પુરી દર્ભાવતી રે લોલ,
રેવા સ્નાન જતાં માર્ગ માંહે આવતી રે લોલ.
ત્યાંહાં વાસ વસે વૈષ્ણવ શિરોમણિ રે લોલ;
કૃપાપાત્ર પુષ્ટિદાન શિર વલ્લભ ધણી રે લોલ.
કાવ્ય ગ્રંથ શાસ્ત્ર વાદને જાણે ઘણું રે લોલ;
ચતુર શિરોમણિ સત્સંગ મૂકે નહિ ક્ષણું રે લોલ.

---

૧ આ પત્ર વ્યવહાર, લેખક અને રા. બ. કેશવલાલભાઇ ધ્રુવ તરફથી ડીસેમ્બર ૧૯૨૬ ના પ્રજાબંધુના રાજ્યાભિષેકના ખાસ અંકમાં પ્રસિદ્ધ થયો છે.

એતન મારગ ગ્રંથમાં વિખ્યાત છો રે લોલ,
કૃષ્ણ સેવા મર્મના આખ્યાત છો રે લોલ.
જુગલ સ્વરૂપ ક્રીડાસક્ત તમો છો સહી રે લોલ;
પ્રીતમ પ્યારી, બીજું ગમતું નહિ રે લોલ.
દયારામ અભિધાનને હું લખું રે લોલ;
વસું વેગળો પણ છું તમો વખુ રે લોલ.
નગર રાજ ને લૌકિક વાસ છું રે લોલ;
માધવ અભિધાન તમારો દાસ છું રે લોલ.
નામધારી જદુનાથજીને શર્ણ છું રે લોલ;
દેહ યોગે કરી વિપ્રની વર્ણ છું રે લોલ.
ભગવત સ્મરણ મારૂં અંગીકૃત કરો રે લોલ;
દૈહિક દોષ હોય તે મનમાં ના ધરો રે લોલ.
સમાચાર એક માહરો જાણજો રે લોલ;
વિચારી વિવેક મંન આણજો રે લોલ.
બાલક બોલે તેહેનું દુઃખ માં આણીયે રે લોલ;
છો પરમાર્થી તં બુડતાને તાણીયે રે લોલ.
મહારૂં મન હાવે હાથ કયારે આવશે રે લોલ;
તમ સરખા વિના બીજો તે કોણ લાવશે રે લોલ.
માટે કાગળ લખીને કરૂં છું વિનતી રે લોલ;
મન વાળ્યાનું સામર્થ્ય મુંમાં[1] નથી રે લોલ.
કહેશો સાધન કરો, લખ્યાં છે જે વેદમાં રે લોલ;
તે તો કઠણ પડશું; સમજ્યા નહિ ભેદમાં રે લોલ.
ધર્મશાસ્ત્ર તણો વિવેક તો રહેતો નથી રે લોલ;

---

૧ મારામા

ન્યાય શાસ્ત્ર આદિ ગ્રંથ તો જોયા કથી રે લોલ.
બ્રહ્મજ્ઞાનનો તો પાર નથી આવતો રે લોલ,
જ્ઞાની હશે ખરા, પણ કો નથી ભાવતો રે લોલ.
કહેશો સેવા કરો ગુરૂના ઉપદેશથી રે લોલ,
તે તો સાધ્ય કૃપાને, શું થાય વેશથી રે લોલ.
કહેશો મંત્ર જપો આદિ અષ્ટાક્ષરો[1] રે લોલ,
હરિ સાન્નિધ્ય જવા ઉપાય છે ખરો લોલ રે.
એહવું જાણીને તે હું શીલે જપું રે લોલ,
પણ મન તપે વિષયથી તેમા હું તપું રે લોલ.
એહેનું સાધન ઉપાય કાંઇ કહાવીયે રે લોલ,
રંક રડવડે કરૂણા હૃદય લાવીયે રે લોલ.
હજુ સંદેહ એક રહ્યો છે વળી રે લોલ;
ભગવદ માયા સહુથી હસે વળી રે લોલ.
કે માહારો સંસ્કાર એહવો હશે રે લોલ?
કે કાળે કરી ધર્મ વહ્યો જશે રે લોલ?
નામ પ્રતાપ જણાતો નથી કશ્યો રે લોલ?
કે હજુ માહારા મનમાં નથી વસ્યો રે લોલ.
નામ જપે છે જગત સર્વે મળી રે લોલ;
વૈષ્ણવ જાત્યમાં તો વર્ણ સહુકો ભળી રે લોલ.
તેમાં ફારફેર કાંઇ જડતો નથી રે લોલ;
આપણા જોયામાં કોઇ પાર પડતો નથી રે
લોલ.

---

૧ શ્રી કૃષ્ણઃ શરણ મમ । એ અષ્ટાક્ષર મંત્ર

જુઓ આગે અજામેલ નામે ઓધર્યો રે લોલ;
પાપ પર્વત તે એક નામે જળ્યો[1] રે લોલ.
અરધે નામે તરી ગઇ ગણિકા રે લોલ;
હરિનામ હુતાશન કણિકા રે લોલ.
આધુનિક કાળમા હું એહેવું ચાહું છું રે લોલ;
મારા મનને ધીરજ આપી વાહું છું રે લોલ.
સાધન સાધ્ય હોય તો કૃતિ અવધિ લખો રે લોલ.
કૃપા સાધ્ય હોય તો કળવી શકો રે લોલ.
કૃતિ સાધ્ય વાત લખીને જ તાવીયે રે લોલ.
કૃપા સાધ્ય હોય તો કૃપાથી ચેતાવિયે રે લોલ.
ભૂતળ કહેવાનું સ્થાનક એક છો તમો રે લોલ;
માટે બાળક બુદ્ધે બરબડી લખું અમો રે લોલ.
બડબડાટ સમજનાર તમો છો ખગ રે લોલ;
બીજા હશે પણ સહુ માયાને વર્યા રે લોલ.
જ્ઞાન મહિત કપટ રહિત મૂર્તિ પારખી રે લોલ;
એહવો નિશ્ચે કરી હામે વીનતી લખી રે લોલ.
માટે અંતર નિશ્ચે જે અમથી સધે રે લોલ;
શ્રુતિ સ્મૃતિ જોઇ કર્યો હોયે રૂદે રે લોલ.
બર્દ પાળીને તે દાસને ફરમાવીયે રે લોલઃ
દોષ જોવા હોય તોય સમાવીયે રે લોલ.
છો હરિજન હરિ મનસુખ વળ્યા રે લોલ;
માટે શીખવો હરિ વશ થાય તે કળા રે લોલ.
સંત તરૂવરની રીત્ય તમો ગાઇ છે રે લોલ;

---

૧ ભસ્મ થઇ ગયો.

તેજ રીત્ય તમો પણ સાહી છે રે લોલ.
માટે કરગરીને કેટલુંક વર્ણવું રે લોલ,
હું ખાતર[1] ને તમો અરણવ[2] રે લોલ.
માટે શીઘ્ર જબાપ પાછો વાળજો રે લોલ;
તનના તાપ માહારા ટાળજો રે લોલ.
તમો લખતાં વાર રખે કરો રે લોલ;
તમારૂં હસુ[3] ને અમારો મરો રે લોલ.
એ વાતમાં તો પુન્ય થાશે ખરૂં રે લોલ;
માહારૂં સામર્થ્ય નથી જે ઉપમા ધરૂં રે લોલ.
શેષ સારદા ને શંકર જાણે નહીં રે લોલ;
જીવ શંકા કરે તેહ કો માને નહીં રે લોલ.
અવસર જાય છે તે ફરી નથી આવતો રે લોલ;
લક્ષ ચોરાસીમાં નથી ફાવતો રે લોલ.
માટે યત્ન કરી જતન કરાવજો રે લોલ;
સુના રૂદેમાંહી હરિ પધરાવજો રે લોલ.
એ પાડ ગોસ્વાંમી ભૂલશે નહીં રે લોલ;
તમારી વાણી વડે જીવ તરશે કંઈ રે લોલ.
ભક્ત દેહ ધરે છે પર ઉપગારને રે લોલ;
પશુવત હોય તેહને કરે પારને રે લોલ.
હરિ દેહ[4] માસ કૃષ્ણ પક્ષની તિથિરે લોલ;
ઋષિ[5] ગણના ગુરૂવારે વિનતિ કથી રે લોલ.

---

૧ ખાબોચિયુ. ૨ દરિયો. ૩ હશે, થાય છે, એમ ટરવું તે, ઠીલ. ૪ માગશર; જુઓ ભગવદ્ગીતા, અધ્યાય ૧૦ શ્લોક ૩૬ માસાનાં માર્गशीर्षोऽहम् । ૫ સાતમ

## કવિએ લખેલો ઉત્તર.

સ્વસ્ત શ્રી શુભગ સ્થાન શાજનત્ર છે રે લોલ;
જ્યાહા શ્રી નટવરજી સાર ત્યાંહા સમથ છે રે લોલ.
માધવરામ વ્યાસ તે સ્થળે નિવાસ છે રે લોલ;
વૈષ્ણવ વલ્લભી શ્રીકૃષ્ણ તણા દાસ છે રે લોલ.
ઘણા સુજ્ઞ, શ્રુતિ સ્મૃતિ શાસ્ત્ર જ્ઞાન છે રે લોલ;
દશા મુમુક્ષુની, માટે નાભિમાન છે રે લોલ.
સર્વ ઉપમા લૌકિક તણી રીત્ય છે રે લોલ;
શ્રીમદ્ ભાગ્ય અવધિ કૃષ્ણ ચર્ણે પ્રીત્ય છે રે લોલ.
વર્તમાન કળી કાળ મહા દુષ્ટ છે રે લોલ;
તેમાં પંડિતો પી[1] થયા મતિ ભ્રષ્ટ છે રે લોલ.
તેહેવા સમય મધ્યે ધંન માધવરામજી રે લોલ;
થવા ચાહાવ છો પ્રસંન ઘનશ્યામજી રે લોલ.
એહજ કૃપાનું સ્વરૂપ કૃષ્ણજી તણું રે લોલ;
સ્ફુરે ગુણ હરિ તણા ના અધમપણું રે લોલ.
તમો કૃષ્ણ કૃપાપાત્ર છો, અમો લહ્યા રે લોલ;
દોષ કૌવ[2] કોટિ કલ્પના ખલુ[3] દહ્યા રે લોલ.
લખીતંગ દયારામ કૃષ્ણદાસ છે રે લોલ;
દરભાવતી મધ્યે વર્તમાન વાસ છે રે લોલ.
કૃષ્ણ સ્મરણ તેહેનાં વાંચશો પ્રેમનાં રે લોલ;
પત્રદ્વારા સમાચાર પામ્યા એમના રે લોલ.
તમો લખ્યું પ્રશ્ન પ્રતિ ઉત્તર વાળજો રે લોલ;
યથામતિ લખું વાંચી સંદેહ ટાળજો રે લોલ.

---

૧ अपि, પણ. ૨ પાપનો જથો ૩ खलु, નક્કી.

મંન હાથ્ય કરવું હાથ્ય નથી દાસને રે લોલ;
કૃપા સાધ્ય છે, નથી વશ્ય પ્રયાસને રે લોલ.
કહેશો, કયમ નથી? ઉપાય શાસ્ત્ર બહુ કહ્યા રે લોલ;
સીધી કૃપા વડે કથન માત્ર છે રહ્યા રે લોલ.
યથા ઇંદ્રિયો મૂર્છિત હોય છે ખરી રે લોલ;
પ્રાણ પ્રેર્યા વિના કાય ના શકે કરી રે લોલ.
તથા કૃપા વિના સાધન સહુ જાણ જો રે લોલ;
કૃષ્ણ કૃપા યુકત સફલતા પ્રમાણજો રે લોલ.
સૌભરી મથ્યા, ન આવ્યું મન હાથમાં રે લોલ;
મચ્છ સંગ જોઇ ચલ્યા લખ્યું ગાથમાં રે લોલ.
યાચી રતી મોહની વિધિ[1] ચલ્યા નહી રે લોલ;
પુત્રી પૃષ્ટ ધાયા વિકલ થઇ ખલ્યા નહીં રે લોલ.
ઉચિત હતું તે તજ્યું અનુચિત કર્યું રે લોલ;
અનુમાન કરી જુઓ અજીત મન ઠર્યું રે લોલ.
શંકર ઇંદ્ર ચંદ્ર નારદ પરાશર ઋષિ રે લોલ.
ઇત્યાદિક મોહોટા સમર્થ; બાકી કસી કસી રે લોલ.
તદપિ મન વશ્ય રહ્યું નથી વિચારજો રે લોલ;
જેહેને થયું તેહેને કૃપાબળે ધારજો રે લોલ.
કેહેશો કૃપા વડે સીધી સર્વ કહી કથી રે લોલ;
કૃપા સરલ છે શું? મોહાંટાંને મળતી નથી રે લોલ.
તે પણ વાત સત્ય, દુર્લભ તો છે ઘણી રે લોલ.
તેહનો એક છે ઉપાય જો આવે બણી રે લોલ.

---

[1] બ્રહ્મા.

સાચી દીનતા વડે સિદ્ધ[1] શ્રી હરિ રે લોલ;
અવર કશ્યાથી નહીં જ માનજો ખરી રે લોલ.
ગોપી જનની કથા સુણીને સંદેહ ટળ્યા રે લોલ.
અભિમાનથી વિયોગ હૈ નથી ગળ્યા રે લોલ.
દૈન્ય આવે સદ્ય[2] કૃષ્ણની કૃપા લહે રે લોલ.
કૃષ્ણ કૃપા થતાં ન્યુન્ય[3] કશ્યું ના રહે રે લોલ.
કેહેશો દીનતા આવ્યાનો પણ ઉપાય શો રે લોલ;
સતસંગ કરૂયે દીનતાને પામશો રે લોલ.
કેહેશો સતસંગ પણ કયાંથી કહાડીયે રે લોલ;
તેહેનો પણ ઉપાય સરલ છે દેખાડીયે રે લોલ.
કૃષ્ણ નામ જ સતસંગ કલીને વિષે રે લોલ;
એ વિના સદોસ કર્મ કહ્યાં દીસે રે લોલ.
જ્ઞાન કઠિણ, સમગુણ સાધન રહ્યું રે લોલ;
એ માન વીઘન ભર્યું ન્યાય ધુણાક્ષરે લહ્યું રે લોલ.
કોક કાળે શિવ કોઇયકને હોય છે રે લોલ.
તદાપિ સ્વરૂપાનંદ છે તે દ્વૈત ખોય છે લોલ.
કૃષ્ણ સેવા તો ફળ છે સર્વે તણું રે લોલ
ગુરૂ કૃપાબળે ભણ્યે કઠણ તો ઘણું રે લોલ.
પંચ વર્ણ તથા અષ્ટ સકળ સાર છે રે લોલ;
ભટકતે મને પણ જપતાં બેડો પાર છે રે લોલ.
ચિત્ત ભટકતું ને લોજન જો કીજીયે રે લોલ.
સ્વાદ છોછો[4] તદાપિ ઉદર[5] ભરી લીજીયે રે લોલ.

---

૧ સધાય છે, વશ થાય છે. ૨ તરત, સત્વર. ૩ ન્યુન-બાકી. ૪ થોડો, કમતી, ઓછો ૫ પેટ.

મન થિર થવા સોચ રખે રાખતા રે લોલ;
સદા કાળ રહેજો કૃષ્ણનામ ભાખતા રે લોલ.
કૃષ્ણ જપતાં મન એની મેળ્યે હારશે રે લોલ;
રૂદે શુધ થતાં હરિ ઉર પધારશે રે લોલ.
નામે રૂદે શુચિ થશે સ્વલ્પ કાળમાં રે લોલ;
વાસના બળેથી ઠરશે મન ગોપાળમાં રે લોલ.
કર્મ કાળાદિ બળ પ્રપન્ન પર નથી રે લોલ.
સર્વ ઇચ્છા હરિદાસને કહું કથી રે લોલ.
સંસ્કારનું કથન ઈહાં છે કશું રે લોલ ?
ગુરૂ દ્વારા શર્ણ ગ્રહ્યું, કૃષ્ણે મન વસ્યું રે લોલ.
સંસ્કાર કર્યો હતો મલ[1] માસને રે લોલ ?
શર્ણ માત્રે આપ તુલ્ય કર્યો દાસને રે લોલ.
અધિક માસ; જુઓ અધિક માસની કથા
વિધિ ને નિષેધ અડે યુગ્મ[2] સૃષ્ટિને રે લોલ;
પુષ્ટિ સૃષ્ટિ ચાહે કૃષ્ણ કૃપા દૃષ્ટિને રે લોલ.
દુરાચારી અતિસે તદપિ ધંન છે રે લોલ;
જો છે એક કૃષ્ણ ટેક જન અનન્ય છે રે લોલ.
સર્વ સાધન સૌ ધર્મથી સમર્થ છે રે લોલ;
કૃષ્ણ વિમુખ થતાં સકળ યત્ન વ્યર્થ છે રે લોલ
ચમત્કાર જોવા ઇચ્છો છો નામના રે લોલ;
એ વિચાર પુષ્ટિ સૃષ્ટિને ન કામના રે લોલ.,

---

૧ અધિક માસ જુઓ અધિક મામની કથા.
૨ જોડું, બે.

અવિશ્વાસ અખિલ બાધ તણું રૂપ છે રે લોલ;
શુદ્ધ પ્રતિતી આવી તે ફળ સ્વરૂપ છે રે લોલ.
ઇંદ્રજીતનું બ્રહ્માસ્ત્ર વ્યર્થ થઇ ગયું રે લોલ;
નીર સ્વાતી વિશ્વાસે ચાતકે લહ્યું રે લોલ.
વળી સર્વેનો સિદ્ધાંત થોડામાં કહું રે લોલ;
ગુરૂ ગ્રંથાદિક દ્વારા જે હું લહું રે લોલ.
અનન્ય પ્રતિવ્રતધર્મ સાર સર્વેનો રે લોલ;
ભક્ત દ્રોહ અનાશ્રય, અભાવ ગર્વેનો રે લોલ.
હરિ ગુરૂ સંત એકતા, આધીનતા રે લોલ;
સર્વ દેહી ઉપર દયા સહીત દીનતા રે લોલ.
અનાયાસ લાભથી સંતોષ રાખવો રે લોલ;
વૈષ્ણવ ધર્મ લોભ સારૂ કયહું ન નાખવો રે લોલ.
દુષ્ટ સંગ થકી સર્પ તુલ્ય નાસવું રે લોલ;
એક કૃષ્ણ વિના ફળ મતિથી ત્રાસવું રે લોલ
એ પ્રમાણે શિક્ષા આચરણમાં આવશે રે લોલ;
દયા પ્રીતમ કૃષ્ણ નિજ નિકટ બોલાવશે રે લોલ.[1]

---

૧ હસ્ત લિખિત પુસ્તકના લેખકે આ પત્રની લખ્યા સાલ વિ સ. ૧૮૮૬ ચૈત્ર વદ ૩ ને ભાનુવાર આપી છે.

## સમશ્યાઓ

### છપય ૭૬

બે મુખનીં એક નાર, એક ધોળુ એક કાળુ,
રહે ગુણીં જનનીં પાસ, ગાણું ગાય રસાલુ,
મૂઢ ન જાણે મર્મ, સમજે એક સમજુ સાચો,
તેમા અવગુણ એક, વણ વાકે ખાય તમાચો,
ભોજન કરીને હરિ ભજે, એટલુ અવળું કામ છે,
દયો કહે દાગ ખરી, પણ મર્દ અગ તેનું નામ છે.

ઉત્તર-મૃદગ.

નામે નોળી નાર, તેહ દીસતા પીળી,
પેડા તણો આકાર, બેહીં તે મો પુછ મેળી,
મહુ દેહનીં શોભા જ્યાહ, મદા ત્યા વાસ વસે છે,
રતી અમે ને પાન, નાગી તે નિત્યે લે છે,
દયો કહે એ નામની, કહો પડિત છીબ્યા વાળાને,
નારીં પહેરઙ નાગને, પુરૂષ ગ્રહે સહુ ભાળીને.

ઉત્તર-સ્રીના નાકની વાળી.

પિતા પુત્ર કે વાય, જન્મ એક દિન થયો છે,
પિતા બોલે છે મુખ, પુત્ર તો મુગો રહ્યો છે,
પિતા જાય ત્યા જાય, પિતા બેસે ત્યા બેસે,
પિતા મુએ મરીં જાય, પિતા રહે તો રહેશે,
પિતા રગ છે ઊજળો, પુત્ર રગ તો શ્યામ છે,
દયો કહે શોધી જુઓ, તેનુ ત્રણ અક્ષરનુ નામ છે.

અહો રામ રામ રામ રે, બેસતા તે ઘોડા ગાડીએ,
તેને ન મળે પગમાં જોડા રે, મ્હારૂં મ્હારૂં કરતાં કંઇ
મરી ગયા;
તારૂં નથી તલ ભાર રે, પોતાનું હોય તે જાયે નહીં,
હાય રાજવી હાય હાય.

અહો રામ રામ રામ રે, ઉકેડે ઉપની હવેલીઓ,
હવેલીઓના ઉકેડા થયા રે, મ્હારૂં મ્હારૂં કરતાં કંઇ
મરી ગયા;
તારૂં નથી તલ ભાર રે, પોતાનું હોય તે જાયે નહીં.
હાય લાડણા હાય હાય.

---

અને એવા બીજા ઘણા રામ રાછ્યા બનાવ્યા હતા, ને તે કમો-
ષ્ઠમાં બહુ દહાડા સુધી કુટતી વખતે ગવાતા પણ હતા.
કાળે કરી કહેનારી સ્ત્રીઓ મરતી ગઇ, તેમ તેમ તે લોક-
માંથી કમી થતા ગયા. નાદોદ દરબારની જુની હવેલી આગળ
એક નાણી બાઇ કરીને બાળ વીધવા ડોશી રહેતા હતા તેમને
કવિ પ્રેમાનંદ અને દયારામભાઇના કેટલાંક કાવ્યો મોઢે હતાં.
અવસ્થા થઇ ગયા છતાં પણ તેમનો કંઠ હજુ જુવાનીના
વખત જેવો મધુર હોવાથી સાંભળવા માટે બહુ રસ પડતો હતો
આ વૃદ્ધ બહેન પાસેથી આ લેખકે આ રામ રાછ્યો ઉતારી લીધો
હતો. છેક ઘરડાં હોવાથી યાદશક્તિમાં ઘટારો થતાં, તેમણે
પુરેપુરો કહ્યો નહિ, તો પણ તે અપ્રસિદ્ધ જાણી ઉતારી લેઇને,
સન ૧૯૧૫ ના હિંદુસ્તાન અને અખબારે સોદાગરના
દીવાળીના ખાસ અંકમાં આ લેખક તરફથી છપાયો છે. માટે
વધારે ખબર તે અંક વાંચવાથી મળશે.

અહો રામ રામ રામ રે, સોનાની થાળીએ જમતા
હતા,
તેને ના મળી માટી ઠીબ રે, મ્હારૂં મ્હારૂં કરતાં કંઇ
મરી ગયા;
તારૂં નથી તલ ભાર રે, પોતાનું હોય તે જાયે નહીં.
હાય રાજવી હાય હાય.
અહો રામ રામ રામ રે, રવેશ ઝરૂખે મહાલતા,
તે વરયા વનવાસ રે, મ્હારૂં મ્હારૂં કરતાં કંઇ
મરી ગયા;
તારૂં નથી તલ ભાર રે, પોતાનું હોય તે જાયે નહીં
હાય લાડણા હાય હાય.
( અધુરો )

---

પદ–થાળ.

આંહા લગી ઓરા આવો રે અલબેલાજી.
મારા મનડામાં ભાવો રે અલબેલાજી. ટેક.
વ્હાલાજી એક વાત કહું તે લો માની,
સાસુથી છે છાંની રે. અલબેલાજી.
વ્હાલાજી તમો માટે કીધા છે મેં લાડુ,
જમોન્તો તન થાય ટાઢું રે. અલબેલાજી.
વ્હાલાજી પકવાન મીઠાઇ ને મેવા,
સેવૈયા જોઇએ તેવા રે. અલબેલાજી.

વ્હાલાજી દૂધપાક પુરી ને કંસાર,
પ્રીશું તે વારંવાર રે. અલબેલાજી.
વ્હાલાજી કુર કમોદ તણો ને દાળ કઢી,
તે તો જોઇએ તેવી રે. અલબેલાજી.
વ્હાલાજી અથાણું ને અનોપમ શાકાં,
ખાટા ,તીખા ને ખારાં રે. અલબેલાજી.
વ્હાલાજી વળતું જે રે જોઇએ તે માગી લેજો;
ખાઇને મોળું કેહેજો રે. અલબેલાજી.
વ્હાલાજી એવા પ્રભુજી પધાર્યા છે પ્રીતે,
આરોગ્યા રસ રીતે રે. અલબેલાજી.
વ્હાલાજી અછવાઇ આરોગ્યા તંબોલ,
અધર રાતા ચોળ રે. અલબેલાજી.
વ્હાલાજી એવો હાસ ન્ચો જશ ગાય,
જીુઠણ રસ તે ચાહ રે. અલબેલાજી.
આંહાં લગી ઓરા આવો રે. અલબેલાજી.

---

## કવિના નામ વગરની કવિતા.

### લક્ષ્મણ મૂછો.[1]

૫૬.

લક્ષ્મણા જાગ્યને, બંધવા બોલ દે એકવાર રે.
સુખે તે વ્હાલી સુંદરી ને, દુઃખે તે વ્હાલી માત રે,
રણમાં[1] તે વ્હાલો બંધવો જે, શિરે પઠાવે ઘાય.
લક્ષ્મણા.
જાણ્યું લંકાગઢ જીતશું ને, લેશું રાવણ કેરૂં રાજ્ય રે,
લીધાના દીધા થયા, મારૂં એકે ન સરીયું કાજ.
લક્ષ્મણા.
કડવા તે કહીએ લીમડા ને, શીતલ જેની છાય રે,
બંધવ હોય અબોલણા પણ, તોએ પોતાની બાંહ્ય
લક્ષ્મણા.
જો સીતાજી તમે આવડાં ને, બળજો રાવણ તારૂં રાજ્ય રે,
મુજ અંધા કેરી લાકડી તે, એબે ભાગી આજ.
લક્ષ્મણા.
હનુઓ તે આવ્યો ને દીપક લાવ્યો, સરીયાં સૌનાં કાજ રે,
જાનકીને અજોદ્ધે લેઇ ગયાને, હુઓ જેજેકાર.
લક્ષ્મણો જાગીયો, બંધવા બોલ દો બીજી વાર રે.




૧ યુદ્ધમાં. લઢાઇમાં.